શ્રી

# ગરૂડ પુરાણનું

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર




પ્રકટ કર્તા

ગુજરાતી પ્રેસના માલીક

મુંબઈ:

સંવત ૧૯૬૭. ઇ. સ. ૧૯૧૧.

મૂલ્ય ૦-૫-૦.

# પ્રસ્તાવના.

—⋙⋙⋘⋘—

## ગરુડપુરાણની ઉત્પત્તિ.

મુખ્ય પુરાણ અઢાર છે અને તેમાં વેદ તથા ધર્મશાસ્ત્રમાં કહેલા ધર્મોનું ઇતિહાસો તથા કથાઓદ્વારા સમર્થન કરવામાં આવ્યું છે. આ અઢાર પુરાણોમાં ગરુડપુરાણને સત્તરમું ગણ્યું છે. તેના સારભૂત આ ગરુડપુરાણ છે. ગરુડપુરાણની ઉત્પત્તિ આ રીતે છેઃ– એક વખતે ભગવાન્ શ્રીહરિ વૈકુંઠમાં બેઠા હતા, તે સમયે ગરુડે ભગવાનને પૂછ્યું કે 'હે વિષ્ણુ! પુણ્યકર્મ કરનારા તથા પાપકર્મ કરનારાઓની મરણ પછી કેવી ગતિ થાય છે? પાપીઓને નરકમાં કેવાં દુઃખો પડે છે? પુણ્યવાનોને કેવું સુખ મળે છે? ઉત્તમ ગતિ મેળવવા માટે મરણ સમયે, ને મરણ પછી બાર મહિના સૂધી શી શી ઉત્તર ક્રિયા કરવી જોઇએ તથા ક્યાં ક્યાં દાન દેવાં જોઇએ કે જેથી મરણ પામેલા પ્રાણીની સદ્ગતિ થાય.' તેના ઉત્તરમાં ભગવાને મરણ પછી જીવ યમલોકમાં કેવી રીતે જાય છે; ત્યાં તેને નરક યાતનાનાં શાં શાં દુઃખો સહેવાં પડે છે અને તે દુઃખમાંથી બચવા માટે તેને શાં શાં ધર્મકર્મ કરવાની જરૂર છે, એ વિશે આ પુરાણમાં વિષ્ણુએ ગરુડને વિસ્તારથી કહ્યું છે. તેથી આ પુરાણને ગરુડપુરાણ કહેવામાં આવે છે.

આ પુરાણના સોળ અધ્યાય છે અને તેમાં જીવની ગર્ભમાંથી કેમ ઉત્પત્તિ થાય છે ત્યાંથી લઈને મરણ સૂધીની અને તે પછી મૃત પ્રાણીની પુણ્યપાપાધીન ગતિનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત

લૌકિક પારલૌકિક દુઃખોનું, યમલોકના માર્ગનું, યમલોકનું, નરકોનાં દુઃખોનું, પાપોનું, મરણ સમયે કરવા યોગ્ય દાનાદિક ધર્મકર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. સતીના ધર્મ, અગ્નિદાહનો વિધિ, એકાદશાહનો વિધિ, સપિંડનો વિધિ, પુણ્યવાનોનો કેવી રીતે જન્મ થાય છે તે વિશે તથા મોક્ષધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. દરએક વિષયો ધર્મશાસ્ત્રાનુસાર વર્ણવવામાં આવ્યા છે.

મરણ એ પ્રત્યેકને માટે નિર્માણ થયેલું છે; માટે મરણ પછી ઉત્તમ ગતિ મેળવવા માટે મરણ સમયે કયાં કયાં દાન કરવાં અને કેવી સ્થિતિમાં મરણ થવાથી સદ્દગતિ થાય, એ જાણવા માટે દરેક ગૃહસ્થે આ ગ્રંથનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાની જરૂર છે. જેનું અવસાન સુધર્યું, તેનું સર્વ સુધર્યું એમ જે કહેવામાં આવે છે તે શાસ્ત્રાનુસાર કહેવામાં આવે છે. અવસાન સુધારવા માટે એટલે મરણ પછી ઉત્તમ ગતિ મળે તેને માટે પ્રથમ કયાં કયાં ને કેવાં કેવાં સાધનો જોઇએ, તે વિશે પણ આ પુરાણમાં શાસ્ત્રાનુસાર વિવેચન કરવામાં આવ્યું છે. આવા પરલોકપ્રદ ધર્મનો ઉપદેશ આપનારા ગરુડ પુરાણનો સર્વ ગૃહસ્થો લાભ લઈ શકે તેવા હેતુથી અમે ગુજરાતી ભાષામાં બહાર પાડ્યું છે ને સર્વ કોઇ તે ગ્રંથને સંગ્રહ કરી શકે તેવા હેતુથી તેની કિંમત પણ થોડી રાખવામાં આવી છે. આ ગ્રંથના પઠનપાઠનથી લોકો સંસારની અસારતા સમજીને ભવિષ્યની સદ્દગતિ માટે ધર્માચરણ કરશે તો તો ભાષાંતરકાર પોતાનો શ્રમ સફળ થયો માનશે.



# અનુક્રમણિકા.




| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લો | લૌકિક પરલૌકિક દુઃખોનું નિરૂપણ... ... ... ... | ૧ |
| ૨ જો | યમલોકના માર્ગનું વર્ણન ... ... ... ... ... | ૮ |
| ૩ જો | નરકોનાં દુઃખ ... ... ... ... ... ... | ૧૬ |
| ૪ થો | નરકમાં નાંખનારાં પાપકર્મો... ... ... ... ... | ૨૨ |
| ૫ મો | કર્મ વિપાક ... ... ... ... ... ... | ૨૮ |
| ૬ ઠ્ઠો | પાપીઓને પડતાં જન્માદિકનાં દુઃખો. ... ... ... | ૩૩ |
| ૭ મો | બભ્રુવાહન અને પ્રેતનો સંવાદ ... ... ... ... | ૩૮ |
| ૮ મો | મરણ સમયે કરવાનાં કર્મો તથા દાનો ... ... ... | ૪૫ |
| ૯ મો | મરણ સમયનાં ધર્મકૃત્યો ... ... ... ... ... | ૫૫ |
| ૧૦ મો | શબને અગ્નિદાહ તથા સતીનો મહીમા ... ... ... | ૫૯ |
| ૧૧ મો | દશગાત્રની વિધિ ... ... ... ... ... | ૬૯ |
| ૧૨ મો | એકાદશાહનો વિધિ ... ... ... ... ... | ૭૩ |
| ૧૩ મો | સપિંડનો વિધિ, સૂતકનો નિર્ણય તથા શય્યા અને પદની સામગ્રી. | ૮૦ |
| ૧૪ મો | ધર્મરાજાના નગરનું વર્ણન... ... ... ... ... | ૯૧ |
| ૧૫ મો | પુણ્યવંતોના જન્મ કેવી રીતે થાય છે? ... ... ... | ૯૯ |
| ૧૬ મો | મોક્ષ ધર્મનું નિરૂપણ ... ... ... ... ... | ૧૦૭ |


सनकादिक महर्षिओनो
कथा प्रसंग.



# ગરુડ પુરાણ.

## અધ્યાય ૧ લો.

### લૌકિક પારલૌકિક દુઃખોનું નિરૂપણ.

**धर्मदृढबद्धमूलो वेदस्कंधः पुराणशाखाढ्यः ।**
**क्रतुकुसुमोमोक्षफलो मधुसूदनपादपो जयति ॥ १ ॥**

જેનાં ધર્મરૂપી મૂળ દઢતા સાથે ઉંડાં ગયેલાં છે, ચાર વેદો જેની મોટી શાખાઓ છે, અઢાર પુરાણો જેની શાખાઓ છે, યજ્ઞયાગરૂપી જેમાં પુષ્પ છે અને મોક્ષ એ જેનું ફળ છે એવું મધુસૂદન (પરમાત્મા)રૂપી વૃક્ષ આ જગતમાં વિજયી છે. અર્થાત્ મધુસૂદન ભગવાન્ મોક્ષના દાતા છે.[૧]

એક સમયે જ્યાં આગળ કાળચક્ર પણ પરાભવ કરી શકતું નથી એવા નૈમિષારણ્યમાં શૌનકાદિક અઠ્યાસી હજાર ઋષિઓએ સ્વર્ગલોક મેળવવા માટે એક હજાર વર્ષ ચાલે એવો મહાયજ્ઞ આરંભ્યો હતો.[૨] આ યજ્ઞ પ્રસંગે એક દિવસે તે મુનિઓ પ્રભાતમાં અગ્નિમાં હોમ કરીને બેઠા હતા. ત્યાં સૂતપૌરાણિક આવ્યા. તેમનો સત્કાર કરીને તેમને બેસાડ્યા અને આદરપૂર્વક આ પ્રમાણે પ્રશ્ન પૂછવા લાગ્યા.[૩]

ઋષિઓ પ્રશ્ન પૂછે છેઃ—હે સૂત! આપે દેવોનો સુખદાયક માર્ગ કહી સંભળાવ્યો. હવે અમને ભય આપનારા યમરાજાનો માર્ગ સાંભળ-

વાની ઇચ્છા છે, માટે તે કહો.[૪] વળી સંસારમાં પડતાં દુઃખો, સંસારનાં દુઃખો નાશ કરવાનાં સાધનો તથા આલોક અને પરલોકનાં દુઃખોનું યથાર્થ રીતે વર્ણન કરો.[૫]

દૂત કહે છે;–હે શૌનકાદિક મુનિઓ! યમરાજાના લોકમાં મહા દુઃખથી જઈ શકાય છે. પુણ્યવાન્ લોકોને ત્યાં સુખ મળે છે અને પાપીઓને ત્યાં દુઃખ મળે છે. આ યમલોકના માર્ગ વિષે પૂર્વે ગરુડે વિષ્ણુને પૂછ્યું હતું તે ઉપરથી વિષ્ણુએ જે પ્રમાણે ગરુડને કહ્યું હતું તે પ્રમાણે હું પણ તમને કહીશ, તે તમે સાંભળો.[૬–૭] એક સમયે ગુરુ એવા શ્રી હરિ વૈકુંઠમાં બેઠા હતા, તે સમયે ગરુડે વિનયથી નમન કરીને પૂછ્યું.[૮]

ગરુડ પૂછે છેઃ–હે વિષ્ણુ! આપે મને અનેક પ્રકારનો ભક્તિમાર્ગ કહ્યો તથા ભકતોની ઉત્તમ ગતિ પણ કહી.[૯] હવે તમારી ભક્તિથી વિમુખ રહેનારાઓ નરકમાં પડે છે એમ સાંભળ્યું છે. માટે મને હવે યમલોકનો ભયંકર માર્ગ સાંભળવાની ઇચ્છા થઈ છે, તે કહો.[૧૦] ભગવાનનું નામ લેવામાં મહેનત પડતી નથી, તેમ જીભ પણ પોતાને વશ છે, છતાં પણ અધમ પુરુષો નરકમાં પડે છે. માટે તેવા પાપીઓને ધિક્કાર પડજો.[૧૧] હે ભગવન્! આપની ભક્તિથી રહિત એ પાપીઓને જે ગતિ મળતી હોય તથા યમલોકના માર્ગમાં જે દુઃખો પડતાં હોય તે મને કહો.[૧૨]

શ્રીભગવાન્ કહે છેઃ–હે પક્ષીના રાજા ગરુડ! હું તને યમ લોકના માર્ગનું સ્વરૂપ તથા ત્યાં કેવા પાપીઓ જાય છે તે કહું છું, જે સાંભળનારાઓને મહા ભય ઉપજાવે છે.[૧૩] હે ગરુડ! જે દયા તથા ધર્મથી રહિત છે, દુષ્ટનો સંગ કરે છે, વેદ, ધર્મશાસ્ત્ર અને સત્સંગનો ત્યાગ કરે છે, પોતે અભિમાન રાખે છે, ગર્વમાં રચ્યા પચ્યા રહે છે, ધનના અને માનના અભિમાનથી છકી ગયેલા હોય છે, દેવતાઈ સંપત્તિનો ત્યાગ

# श्रीगरुड पुराण



કરીને આસુરી સ્વભાવવાળા હોય છે, જેઓનું ચિત્ત સાંસારિક વિષયોથી ભમી ગયું હોય છે, મોહની જાળમાં ફસાયલા હોય છે, કામનો ઉપભોગ કરવામાં આસક્ત થયેલા હોય છે, એવા પુરુષો અપવિત્ર એવા નરકમાં પડે છે.[૧૪–૧૬] અને જે પુરુષો ધર્મનિષ્ઠ ને જ્ઞાની હોય છે, તેઓ પરમ ગતિને પામે છે. આ રીતે પાપીઓને યમલોકનું દુઃખ ભોગવવું પડે છે.[૧૭] પાપી પુરુષો અથવા તો સ્ત્રી આ લોકમાં કેવી રીતે દુઃખ ભોગવે છે અને મરણ પામ્યા પછી યમલોકનાં દુઃખને કેવી રીતે ભોગવે છે તે તમે સાંભળો.[૧૮] મનુષ્ય પૂર્વ જન્મમાં કરેલાં પુણ્યકર્મનાં અથવા તો પાપકર્મનાં ફળો ભોગવે છે. તે પછી કર્મના યોગથી તેને કોઇ જાતનો વ્યાધિ ઉત્પન્ન થાય છે.[૧૯] તે રોગથી તથા માનસિક દુઃખોથી પીડા પામે છે અને જીવવાની આશાથી અનેક ઉપાયો કરે છે. પરંતુ બળવાન્ એવો કાળ સર્પની પેઠે અજાણતાં તેના ઉપર ચડી બેસે છે.[૨૦] મરવાને તયાર થયા છતાં પણ તેને સંસાર ઉપર વૈરાગ્ય આવતો નથી. પોતે જેઓનું પોષણ કર્યું છે એવા દીકરાઓ, વહુવારુઓ વગેરે તેનું પોષણ કરે છે. વૃદ્ધ અવસ્થાથી તેનું સ્વરૂપ ફરી જાય છે અને તે ઘરમાં મરવાને તૈયાર થાય છે.[૨૧] એ સમયે કુતરો જેમ અપમાનની સાથે નાંખેલો ટુકડો ખાઇને જીવે છે એમ દીકરા વગેરેએ અપમાનપૂર્વક આપેલું અન્ન ખાઇને તે જીવે છે. પેટનો અગ્નિ મંદ પડી જાય છે, તેથી ખાધેલું અન્ન પચતું નથી, આહાર ઓછો થઈ જાય છે, કામ કરવાની શક્તિ પણ ઘટી જાય છે,[૨૨] વાયુનો પ્રકોપ થવાથી આંખો ઉંચે ચઢી જાય છે, કફથી નાડી ભરપૂર થઈ જાય છે, વારંવાર ઉધરસ આવવાથી અને શ્વાસ ચઢવાથી થાક ચઢી જાય છે અને છેવટે ગળામાં જાળું આવીને ઘરડ ઘરડ એમ ઘરડકો થાય છે.[૨૩] પિતાની આવી દશા જોઇને તેના પુત્રો તથા સગાં સંબંધીઓ તેની આસપાસ બેસીને રોવા માંડે છે અને ફલાણાભાઈ તમને

શું થાય છે તે કહોને. આમ બોલાવ્યા છતાં પણ કાળની પાશમાં સંધાવાથી મરવા પડેલો કંઈ પણ ઉત્તર આપી શકતો નથી.[૨૪] આ રીતે આખો જન્મારો કુટુંબનું ભરણ પોષણ કરવામાં ગાળી કાઢનારો અને ઇંદ્રિયોને આધીન થઈ રહેલો જીવ પોતાને મરણ સમયે ઘણી વેદના થવાથી બુદ્ધિ વિનાનો—આંધળો ભીત થઈ જાય છે અને પોતાનાં સગાં સંબંધીઓને રડતાં મૂકીને પંડે મરી જાય છે.[૨૫] હે ગરુડ! એ મરણ સમયે જીવને દૈવી દૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને સર્વ જગતને એકાકાર થયેલું જુવે છે અને યમના દૂતોને પણ જુવે છે, પરંતુ જરાપણ બોલી શકતો નથી.[૨૬] મરણનો સમય પાસે આવે છે એટલે ઇંદ્રિયો વ્યાકુળ થઈ જાય છે, શરીરમાંથી ચૈતન્ય ઉડી જાય છે અને પાસે ઉભેલા યમના દૂતો તેના પ્રાણને તેના સ્થાનમાંથી ચલાયમાન કરે છે.[૨૭] મરવાને તયાર થયેલા પ્રાણીનો શ્વાસ જ્યારે તેના સ્થાનમાંથી ચલાયમાન થાય છે ત્યારે રોગીને એક ક્ષણ એક કલ્પ જેવડો થઈ પડે છે અને સો વિંછી કરડ્યા હોય તેવી વેદના થાય છે.[૨૮] તેના મુખમાંથી ફીણ નિકળવા માંડે છે, મુખમાંથી લાળ ઝરવા લાગે છે અને પ્રાણી જો પાપી હોય છે તો તેના પ્રાણ તેની ગુદામાંથી નિકળે છે.[૨૯] તે વખતે ત્યાં યમના બે દૂત પ્રાણીની સામે ઉભા રહે છે. તેઓ ભયંકર દેખાવના હોય છે, નેત્રો ક્રોધથી ભરેલાં હોય છે, તેના હાથમાં પાશ તથા દંડ હોય છે, શરીરે નાગા હોય છે, તેઓ દાંતોની કડાકડી બોલાવ્યા કરે છે, તેના માથાના કેશ ઉભા હોય છે, શરીરે કાગડા જેવા કાળા રંગના હોય છે, મુખ વાંકાં હોય છે, નખરૂપી આયુધોવાળા હોય છે. આવા યમના દૂતોને જોઇને મરવા પડેલો પ્રાણી મનમાં ભય પામે છે અને તેને ઝાડો તથા પેશાબ થઇ જાય છે.[૩૦-૩૧] પ્રાણી પોતાના શરીરને જોઇને હાહાકાર કરવા માંડે છે, છતાં યમરાજાના દૂતો તેના શરીરમાંથી અંગુઠા જેવડા પુરુષને તેજ

સમયે બહાર ખેંચી કાઢે છે.૩૨ અને તે જીવનાં દુઃખ ભોગવનારાં તે શરીરને પાશો (ફાંસી)થી બાંધી ગળામાં ફાંસો નાંખીને રાજાના સીપાઈઓ જેમ એક અપરાધીને ઘસડી જાય તેમ તેને યમલોક તરફ ઘસડી જાય છે.૩૩ માર્ગમાં યમના દૂતો તે પ્રાણીનો તિરસ્કાર કરે છે અને વારંવાર નરકોનાં ભયંકર દુઃખોનું તેની પાસે વર્ણન કરે છે.૩૪ માર્ગમાં જાતાં જાતાં કહે છે કે;—ઓ દુષ્ટ જીવ! ઝટ ચાલ, અમે તને યમલોકમાં લઇ જઇને કુંભીપાક વગેરે નરકોમાં નાંખશું. ઉતાવળો ચાલ. વિલંબ કર મા.૩૫ એક તરફથી યમના દૂતોનાં આવાં વચન સાંભળે છે, બીજી તરફથી સગાં સંબંધીઓનું રડવું સાંભળે છે અને ત્રીજી તરફથી યમના દૂતો તેને માર મારે છે; આ સર્વ દુઃખથી પાપી જીવ મોટો રાગ કાઢીને રડવા માંડે છે.૩૬ યમના દૂતો તિરસ્કાર કરે છે, તેથી તેનું હૃદય ફાટી જાય છે, તેનું શરીર કંપવા માંડે છે, માર્ગમાં કુતરાંઓ બટકાં ભરે છે. આમ અનેક પીડાથી આતુર થયા પછી પાપી પ્રાણી પોતાનાં પાપને સંભારે છે.૩૭ માર્ગમાં ભુખ તથા તરસથી પીડા પામે છે, તડકો, દાવાનલ તથા પવનનું દુઃખ સહન કરે છે, માર્ગમાં ધગધગતી રેતીમાં ચાલવું પડે છે, યમના દૂત તેના વાંસાપર ચાબકાનો માર મારે છે અને આશ્રમ તથા પાણી વિનાના ભયંકર માર્ગમાં પાપી પ્રાણીને થાકી ગયા છતાં પણ ચાલવું પડે છે.૩૮ ચાલતાં ચાલતાં થાક ચઢવાથી મૂર્છા આવે છે, ત્યારે પડી જાય છે, છતાં પાછો ઉઠીને ઉભો થાય છે અને ચંડાળ જેમ અપરાધીને બાંધીને લઈ જાય તેમ યમના દૂતો તેને અંધારા માર્ગેથી યમલોકમાં લઇ જાય છે.૩૯ યમના દૂતો પાપી પ્રાણીઓને યમના ૯૯૦૦૦ હજાર યોજનવાળા માર્ગમાં બે અથવા તો ત્રણ મૂહૂર્તમાં ઘસડી જાય છે અને માર્ગમાં પ્રાણીને નરકની અનેક યાતનાઓ (દુઃખદાયક સ્થાનો) દેખાડે છે.૪૦ આ પ્રમાણે યમના દૂતો પ્રાણીને એક બે

મુહૂર્તમાં યમરાજાની પાસે લઇ જઇને યમનાં દર્શન કરાવે છે અને યમની આજ્ઞાથી પાછા દૂતો યમનાં દર્શનથી ભયભીત થઇ ગયેલા એ પ્રાણીને આકાશમાર્ગેથી પાછો તેના સ્થાનમાં લાવે છે.[૪૧] ત્યાં યમના દૂતોએ તેને પાશથી મજબૂત બાંધેલો હોય છે અને તે પ્રાણી પણ વાસના દેહમાં બંધાયલો હોય છે અને ભુખ તથા તૃષાનાં દુઃખથી દુઃખી થઇને રડવા માંડે છે.[૪૨] હે ગરુડ ! મરવા સમયે પુત્રો પિંડ તથા દાન આપે છે તેનો ઉપભોગ કરે છે. પરંતુ પાપી જીવને તેથી તૃપ્તિ થતી નથી.[૪૩] જે પુરુષ પાપી છે તેને દાન, શ્રાદ્ધ કે જલાંજલિ પહોંચતાં નથી. એટલા માટે પાપીઓ પિંડનો અને દાનનો ઉપભોગ કર્યાં છતાં પણ ક્ષુધાથી વ્યાકુલ રહીને યમના માર્ગમાં જાય છે.[૪૪] તેઓ પિંડ અને દાનથી રહિત થઇ નિર્જન અરણ્યમાં પ્રેત થઇને અવતરે છે અને એક કલ્પ સૂધી ભટકીને અત્યંત દુઃખ ભોગવે છે.[૪૫] કરોડો કલ્પ વીતી ગયા છતાં પણ ભોગવ્યા વગર કર્મનો ક્ષય થતો નથી અને પ્રાણી યમલોકનું દુઃખ ભોગવ્યા વગર મનુષ્ય યોનિમાં અવતરતો નથી.[૪૬] માટે હે ગરુડ ! મરનાર પ્રાણીનો પુત્ર દશ દિવસ સૂધી પ્રાણીને પિંડદાન કરે છે. એ પિંડોમાંથી નિત્ય ચાર વિભાગ થાય છે.[૪૭] એ પિંડમાંથી બે ભાગ પંચમહાભૂતમાંથી થયેલાં શરીરને પુષ્ટિ આપે છે. ત્રીજો ભાગ યમના દૂતને મળે છે અને ચોથો ભાગ પ્રાણી ખાય છે.[૪૮] નવ દિવસના પિંડમાંથી પ્રેત ( મરનાર ) પિંડ જ શરીરને ધારણ કરે છે. પિંડથી શરીર બંધાયા પછી દશમે દિવસે જીવ બળવાન્ થાય છે.[૪૯] હે ગરુડ ! પ્રાણીનું પંચમહાભૂતનું શરીર બળી ગયા પછી પિંડમાંથી બીજો દેહ બંધાય છે. તે એક હાથનો હોય છે અને યમલોકના માર્ગમાં તે દેહ શુભ અથવા તો અશુભ કર્મનાં ફળને ભોગવે છે.[૫૦] પ્રથમ દિવસે આપેલા પિંડમાંથી મસ્તક ઉત્પન્ન થાય છે, બીજા પિંડથી કંઠ તથા કાંધ ઉત્પન્ન થાય છે, ત્રીજા પિંડમાંથી

હૃદય ઉત્પન્ન થાય છે, ચોથા પિંડમાંથી પીઠ ઉત્પન્ન થાય છે. પાંચમા પિંડમાંથી નાભિ ઉત્પન્ન થાય છે. છઠ્ઠા પિંડમાંથી કેડ, સાતમા પિંડમાંથી બે જાંઘ ઉત્પન્ન થાય છે. આઠમા અને નવમા પિંડમાંથી ગોઠણ અને ચરણ ઉત્પન્ન થાય છે, અને દશમે દિવસે પ્રાણીને ક્ષુધા તથા તૃષા ઉત્પન્ન થાય છે.[૫૧–૫૩] પ્રેત પિંડવડે શરીરને ધારણ કર્યા પછી ક્ષુધા (ભુખ) અને તૃષા (તરશ) થી પીડા પામે છે. તેથી એકાદશાહ અને દ્વાદશાહ એ બે દિવસ ભોજન કરે છે.[૫૪] તેરમે દિવસે યમના દૂતો પ્રેતને વાનરની પેઠે દોરીથી બાંધીને યમલોકના માર્ગ તરફ લઈ જાય છે.[૫૫] હે ગરુડ! યમલોકનો માર્ગ ૮૬૦૦૦ યોજન લાંબો છે. તે ઉપરાંત વૈતરણી નદી જૂદી જાણવી.[૫૬] પ્રેત રોજ રોજ બસો બસો યોજન ચાલે છે તો સુડતાળીસ દિવસ અને રાત્રિએ યમલોકમાં પહોંચે છે.[૫૭] પાપી ધીરે ધીરે સોળ નગરોને ઉલ્લંઘન કરીને ધર્મરાજાના નગરોમાં જાય છે.[૫૮] તે નગરોનાં નામ આ પ્રમાણે છેઃ–સૌમ્યપુર સૌરિપુર, નગેંદ્રભવન, ગંધર્વપુર શૈલાગમ, ક્રૌંચપુર, ક્રૂરપૂર, વિચિત્રભવન, બહ્વાપદ, દુઃખદ, નાના કંદપુર, સુતપ્તભવન, રૌદ્રપુર, પયોવર્ષણ, શીતાઢ્ય ને બહુભીતિ, આ સોળ પુરોની આગળ ધાર્મિકલોકોને મળે એવું ધર્મરાજાનું ભવન છે અને પાપીઓને મળે એવું યમયાતનારૂપ યમલોક આવે છે.[૫૯] યમના દૂતોની પાશથી બંધાયલો પાપી હાહાકાર કરતો અને રડતો રડતો પોતાનું ઘર ત્યાગ કરીને યમપુરીમાં આવે છે.[૬૦]

**याम्यपाशैर्धृत:पापीहाहेतिप्ररुदन्पथि ।**

**स्वगृहंतुपरित्यज्यपुरंयाम्यमनुव्रजेत् ॥ ६० ॥**

——:o:——

## અધ્યાય ૨ જો.

### યમલોકના માર્ગનું વર્ણન.

॥ गरुड उवाच ॥ कीदृशोयमलोकस्यपंथाभवतिदुःखदः ।
यत्रयांतियथापापास्तन्मेकथयकेशव ॥ १ ॥

ગરુડ પૂછે છે—હે કેશવ ભગવન્ ! યમલોકના માર્ગમાં કેવાં દુઃખો પડે છે અને ત્યાં પાપીઓ કેવી રીતે જાય છે તે મને કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ગરુડ ! હું તને મહાન્ દુઃખ દેનારો યમલોકનો માર્ગ કહું છું, તે સાંભળી તું મારો ભકત છે, છતાં પણ કંપી ઉઠીશ.[૨] ત્યાં ઝાડની છાયા નથી, કે જ્યાં મનુષ્ય વિસામો ખાય, તેમ ત્યાં માર્ગમાં ખાવામાટે અન્ન મળતું નથી કે જે ખાઈને પ્રાણી પોતાના પ્રાણની રક્ષા કરે.[૩] તેમ ત્યાં પાણી પણ મળતું નથી કે અત્યંત તરસ્યો થયેલો જળ પી પોતાની તરસને છીપાવે. પરંતુ હે ગરુડ! પ્રલય સમયના જેવા બાર સૂર્યો ત્યાં નિત્ય તપ્યા કરે છે.[૪] પાપી જીવ ઉપર વર્ણવેલા માર્ગ ઉપર થઈને યમલોકમાં જાય છે. માર્ગમાં તે તાદથી પીડા પામે છે, કોઈ ઠેકાણે કાંટાથી તેના પગ વિંધાઈ જાય છે, કોઈ ઠેકાણે મહા ઝેરી સર્પો તેને બટકાં ભરે છે.[૫] કોઈ ઠેકાણે સિંહ, વાઘ અને ભયંકર કુતરાઓ તેને બટકાં ભરે છે, કોઈ ઠેકાણે વિંછી કરડે છે, કોઈ ઠેકાણે અગ્નિથી દાઝે છે.[૬] માર્ગમાં કોઈ ઠેકાણે મહાભયંકર તરવારના પાના જેવાં બે હજાર યોજન લાંબાં અને પહોળાં વન આવે છે.[૭] એ વનમાં કાગડા, ઘુડ, સકરા, ગીધ, મધમાખી, ડાંસ વગેરે જીવો રહેલા છે. એ વનમાં દાવાનળની સાથે વનનાં પાંદડાઓથી પાપીઓનું શરીર છિન્નભિન્ન થઈ જાય છે.[૮] એ યમ લોકના માર્ગમાં પાપી કોઈ ઠેકાણે આંધળા કુવામાં પડે છે, કોઈ ઠેકાણે વિકત પર્વત ઉપરથી પડે છે, કોઈ ઠેકાણે છરીની

ધાર ઉપર અને લોઢાની શૂળી ઉપર ચાલવું પડે છે.[૯] કોઇ ઠેકાણે ભયંકર અંધારામાં પડે છે, કોઈ ઠેકાણે પાણીમાં પડે છે, કોઇ ઠેકાણે જળોવાળા કાદવમાં ખુંચી જાય છે, કોઈ ઠેકાણે બહુ જ તપાવેલા કાદવમાં પડે છે,[૧૦] કોઈ ઠેકાણે તાંબાનાં વાસણમાં નીચે અગ્નિ બળતી હોય છે એવા તપેલી વેળુવાળા માર્ગઉપર ચાલવું પડે છે, કોઈ ઠેકાણે જેમાંથી ધૂમાડો નિકળતો હોય એવા અંગારાના ઢગલા ઉપર ચાલવું પડે છે,[૧૧] કોઈ ઠેકાણે અંગારાની વૃષ્ટિ થાય છે, કોઇ ઠેકાણે વજ્રની સાથે શિલાની વૃષ્ટિ થાય છે, કોઇ ઠેકાણે લોહીની, કોઇ ઠેકાણે શસ્ત્રોની અને કોઇ ઠેકાણે ગરમાગરમ પાણીની વૃષ્ટિ થાય છે.[૧૨] કોઈ ઠેકાણે ક્ષારવાળા ગારાની વૃષ્ટિ થાય છે, કોઇ ઠેકાણે મોટા ખાડામાં જીવને પડવું પડે છે, કોઇ ઠેકાણે ગુફામાં પ્રવેશ કરવો પડે છે.[૧૩] કોઈ ઠેકાણે પ્રબળ અંધારું હોય છે, કોઇ ઠેકાણે દુઃખથી ચઢી શકાય એવી શિલાઓ આવી રહેલી હોય છે, કોઈ ઠેકાણે પીળા લોહીથી ભરેલું સરોવર આવે છે, કોઈ ઠેકાણે વિષ્ઠાનાં સરોવરો આવતાં જાય છે.[૧૪] ત્યાં માર્ગમાં ભયંકર વૈતરણી નદી વહેતી હોય છે, જેને જોતાં તો દુઃખ થાય જ. પરંતુ તેની વાત પણ સાંભળતાં ભય ઉપજે એવી એ નદી છે.[૧૫] એ સો યોજનમાં વિસ્તાર પામેલી છે, તેમાં પરુ ભરેલું હોય છે, તેના કિનારા હાડકાના છે, દુઃખથી જઇ શકાય તેવી છે, તેમાં માંસનો અને લોહીનો કાદવ ભર્યો છે.[૧૬] ઘણી જ ઉંડી છે, પાપીઓથી દુસ્તર છે, કેશરૂપી શેવાળોથી દુર્ગમ છે, મોટાં ઝીણોથી ભરપૂર છે, સેંકડો ઘોર પક્ષીઓથી વિંટાયલી છે.[૧૭] હે ગરુડ! ઉપર વર્ણવેલી વૈતરણી નદી પાપીઓને આવતા જોઇને જ્વાળા અને ધૂમાડાથી ઉકળવા માંડે છે, જે પ્રમાણે મહા પ્રબળ અગ્નિથી કડામાં જેમ ઘી ઉકળવા માંડે તેમ.[૧૮] તેમાં ભયંકર કીડાઓ ભરેલા છે, તથા સોઇના જેવા અને વજ્રના જેવા મુખવાળા ગીધ અને કાગડાઓથી તે ભરપૂર

છે.[૧૯] શિશુમાર, મગર, જળો, સર્પ, માછલાં, કાચબાઓ અને જળનાં બીજાં પ્રાણીઓ તથા માંસાહાર કરનારાં પ્રાણીઓથી એ નદી ભરપૂર છે.[૨૦] આવી વૈતરણી નદીમાં પડેલા ઘણા પાપી પુરુષો પુકાર મારતા વિલાપ કરે છે કે, હાય ભાઈ! હાય પુત્ર, હાય પિતા![૨૧] એમાં ભુખ્યા અને તરસ્યા પાપી જીવ લોહીનું પાન કરે છે. એ નદીમાં લોહીનું પુર ચાલ્યા કરે છે અને તેમાં ઘણાં જ ફીણ આવ્યા કરે છે.[૨૨] એ મહા ભયંકર નદી મોટી ગર્જના કર્યા કરે છે અને નજરથી જોઈ શકાતી નથી અને જોનારાને ભય ઉપજાવે છે. તેનાં દર્શન કરતાં જ પાપીઓ ભાન વિનાના થઈ જાય છે.[૨૩] એ નદીમાં ઘણા વીંછીઓ અને કાળા સર્પો વસે છે. તેમાં જે પ્રાણી પડે છે તેનું કોઈ પણ રક્ષણ કરી શકતું નથી.[૨૪] પાપી લોકો તે નદીની લાખો ઘુમરીઓથી એક ક્ષણમાં પાતાલમાં જઈ પહોંચે છે અને એક ક્ષણમાં પાછા ઉપર આવે છે.[૨૫] હે ગરુડ! એ નદી પાપીઓને પડવા માટેજ નિર્માણ કરવામાં આવી છે. એ નદી દુસ્તર અને ઘણી જ દુઃખદાયક છે અને તેનો છેડો જોવામાં આવતો નથી.[૨૬] આ રીતે અત્યંત દુઃખદાયક એવા યમલોકના માર્ગમાં પાપી પુરુષો રડતા અને કકળતા ચાલ્યા જાય છે.[૨૭] કેટલાએક પાપીઓને પાશોથી બાંધીને લઇ જવામાં આવે છે, કેટલાએકને અંકુશો ભરાવીને ઘસડી જવામાં આવે છે, કેટલાએકની પીઠમાં શસ્ત્રો તથા શસ્ત્રોની અણીઓ ઘાલીને લઇ જવામાં આવે છે.[૨૮] કેટલાએકનાં નાકને પાશોથી નાથીને લઇ જવામાં આવ છે, કેટલાએકના કાનમાં પાશ બાંધીને લઇ જવામાં આવે છે, કેટલાએકને કાળપાશથી બાંધીને ને કેટલાએકને કાગડાઓ ચાંચથી ખેંચી જાય છે.[૨૯] કેટલાએકના ગળામાં, ભુજામાં, પગમાં અથવા તો પીઠમાં સાંકળ અથવા તો જંજીર બાંધીને લઇ જવામાં આવે છે. કેટલાએક લોઢાનો ભાર ઉંચકીને માર્ગમાં જાય છે.[૩૦] કેટલાએકને

યમના મહા ભયંકર દૂતો મુદ્દગરનો માર મારે છે અને તેઓ મુખમાંથી લોહીને ઓકીને પાછા તે જ ખાય છે.[૩૧] પોતાનાં પાપી કર્મોની નિંદા કરીને શોક કરે છે અને અત્યંત દુઃખ ભોગવતા ભોગવતા યમરાજાના લોકમાં જાય છે.[૩૨] મંદબુદ્ધિવાળા તે પાપીઓ હાય પુત્ર! હાય પૌત્ર! એમ બૂમ પાડતા પાડતા માર્ગ કાપતા જાય છે, અને રડતા રડતા પોતાના પાપ કર્મનો સંતાપ કર્યા કરે છે.[૩૩] જીવ પોતાના મનની સાથે વિચાર કરે છે કે, મહા પુણ્યના પ્રતાપથી મનુષ્યયોનીમાં જન્મ આવે છે. આવો અમૂલ્ય જન્મ મળ્યા છતાં પણ ધર્મ કર્મ કર્યાં નહિ. અરેરે! મેં કેવો અન્યાય કર્યો.[૩૪] મેં દાન દીધાં નહિ, અગ્નિમાં હોમ કર્યો નહિ, તપ પણ કર્યું નહિ, દેવતાઓની પૂજા પણ કરી નહિ, વિધિથી તીર્થની સેવા પણ કરી નહિ. હે જીવ! તેં જો કંઇ પણ કર્યું હત તો તું આ દુઃખોમાંથી તરી જાત.[૩૫] અરેરે! મેં બ્રાહ્મણ મંડળીની પણ પૂજા કરી નહિ, ગંગાજીનું પણ સેવન કર્યું નહિ, સત્પુરુષોની સેવા પણ કરી નહિ, કોઈ દિવસ પરોપકાર પણ કર્યો નહિ. હે જીવ! તેં કંઈ પણ ઉત્તમ સંચય કર્યો હત તો તું એના પ્રભાવથી આ દુઃખોને તરી જાત.[૩૬] તેં મનુષ્યોને અને પશુ પક્ષીઓને માટે નિર્જળ દેશમાં પાણીનું સરોવર પણ બંધાવ્યું નહિ. અરેરે! ગાય અને બ્રાહ્મણની આજીવિકા માટે કંઇ પણ કર્યું નહિ. માટે હે જીવ! તેં જો કંઈ પણ કર્યું હોય તો તેનાથી તું આ દુઃખરૂપી સમુદ્રને તરી જા.[૩૭] તેં નિત્ય દાન પણ દીધું નથી, ગાયની તૃપ્તિને માટે એક દિવસનો ચારો પણ આપ્યો નથી, વેદ તથા શાસ્ત્રનાં વચનોને માન્ય કર્યાં નથી, પુરાણ સાંભળીને તેના વાંચનારા પૌરાણિકની પૂજા પણ કરી નથી. હે જીવ! તેં કંઈ પણ પુણ્ય કર્મ કર્યું હોય તો તેનાથી દુઃખરૂપી સમુદ્રને તરી જા.[૩૮] આ પ્રમાણે યમ લોકના માર્ગમાં પુરુષ વિલાપ કરે છે. હવે સ્ત્રી વિલાપ કરે છે;—મેં પતિના

હિતકારક વચનપર લક્ષ આપ્યું નહિ, પતિવ્રતાનો ધર્મ પણ કોઈ દિવસ પાળ્યો નહિ, સાસુ સસરા વગેરે વડીલોનાં ચરણોની કોઈ દિવસ સેવા પણ કરી નહિ, માટે હે જીવ! તેં જો કંઈ પણ કર્યું હોય તો તું તેનાથી દુઃખરૂપી સમુદ્રને તરી જા.[૩૯] પતિસેવા એ સ્ત્રીઓનો ધર્મ છે. આમ માનીને કોઈ પણ દિવસ પતિની સેવા કરી નહિ, પતિના મરણ પછી તેની ચિતામાં પ્રવેશ પણ કર્યો નહિ. વિધવા થયા પછી તપશ્ચરણ પણ કર્યું નહિ. માટે હે જીવ! હવે તેં જે કંઈ કર્યું હોય તેનાથી તું દુઃખરૂપી સમુદ્રને તરી જા.[૪૦] એક મહિનો ઉપવાસ કરીને અથવા તો ચાંદ્રાયણ વગેરે વ્રતાદિક કરીને તથા વિસ્તારવાળા નિયમો પાળીને મારાં શરીરને પણ મેં સુકાવ્યું નહિ, પરંતુ ઘણા દુઃખનાં પાત્રરૂપ એવું આ સ્ત્રીનું શરીર મેં પૂર્વ જન્મમાં કરેલાં પાપ કર્મોને લીધે મેળવ્યું છે.[૪૧] આ પ્રમાણે સ્ત્રી અને પુરુષ અત્યંત વિલાપ કરે છે અને પોતાના પૂર્વ જન્મનું સ્મરણ કરે છે અને બૂમ પાડીને કહે છે કે અમારો મનુષ્યનો જન્મ કોણ જાણે ક્યાં ગયો? આમ ચીસ પાડીને ચોતરફ ફરે છે.[૪૨] હે ગરુડ! પ્રેત સત્તર દિવસ સુધી એકલો વાયુના જેવા વેગથી ચાલે છે અને અઢારમે દિવસે સૌમ્યપુરમાં પહોંચે છે.[૪૩] એ રમણીય નગરમાં પ્રેતોનું મોટું મંડળ રહે છે. ત્યાં પુષ્પભદ્રા નામની નદી છે અને સુંદર દેખાવનો એક વડ છે.[૪૪] તે નગરમાં એ પ્રેત વિશ્રાંતિ લે છે અને સ્ત્રી તથા પુત્રાદિકોનાં સુખ સંભારીને ખેદ કરે છે.[૪૫] પ્રેત જ્યારે ધનનો અને પોતાના સગાંસંબંધીઓનો તથા સર્વ કુટુંબીઓનો શોક કરે છે ત્યારે ત્યાંના દૂતો તેને કહે છે:—[૪૬] અરે ઓ મૂર્ખા! એ પુત્રો ક્યાં છે અને એ ધન હવે ક્યાં છે? એ સ્ત્રી ક્યાં છે? એ મિત્ર ક્યાં છે! એ બાંધવો ક્યાં છે? એ સર્વ તો ગયાં; હવે તો તું તારાં કર્મોનાં ફળોનો ભોગ ભોગવતો લાંબા કાળ સુધી આ

માર્ગ ઉપર ચાલ્યો આવ.[૪૭] અરે હે પરલોકના વટેમાર્ગુ! તને ખબર નથી કે પરગામ જનારા પુરુષને માર્ગમાં એક ટીમણુ જ બળ ગણાય છે. છતાં તેં માર્ગના ટીમણુને માટે કેમ પ્રયત્ન કર્યો નહિ? જ્યાં વેચવા તથા વેચાતા લેવા વગેરેનો વ્યવહાર જરા પણ નથી એવા માર્ગમાં તારે જવું પડવાનું છે માટે તેં માર્ગના ટીમણુને માટે કેમ કંઈ પણ નિશ્ચય કર્યો નહિ?[૪૮] હે માનવી! આ માર્ગને તો બાળથી લઇને ઘરડા સૂધી સૌ કોઈ જાણે છે છતાં તેં આ માર્ગને જાણ્યો ન હતો? અથવા તે બ્રાહ્મણોની પાસેથી પુરાણુ સાંભળીને પણ તેં આ માર્ગને જાણ્યો ન હતો?[૪૯] આ રીતે દૂતો કહીને પાપી જીવને મુગ્દરોનો માર મારે છે. એટલે જીવ ઉઠી ઉઠીને ભાગવા માંડે છે કે યમના દૂતો તેને દોરી-વતી બાંધી લઇને બળથી ખેંચવા માંડે છે.[૫૦] આ સમયે પુત્રોએ અથવા તો પૌત્રોએ માસિક પિંડનું દાન કર્યું હોય તો તે પાપી જીવને ખાવા માટે મળે છે. તે ખાઇને જીવ ત્યાંથી સૌરિપુરમાં જાય છે.[૫૧] ત્યાં જંગમ નામનો એક રાજા છે. તે કાળનું રૂપ ધારણ કરીને રહે છે. તેને જોઇને પ્રાણી ભયથી ડરી જાય છે અને ત્યાં વિશ્રાંતિ લેવાનું મન કરે છે.[૫૨] અને તે નગરમાં જઇને ત્રિપક્ષીમાં પુત્રાદિકે આપેલાં જળનું તથા પિંડનું જીવ ભોજન કરે છે અને તે નગરને પણ ઉલ્લંઘી જાય છે[૫૩] ને ત્યાંથી ઉતાવળો ઉતાવળો પ્રેત નગેંદ્રભવનમાં જાય છે. ત્યાં ભયંકર વનોને જોઇને દુઃખનો માર્યો રડવા માંડે છે.[૫૪] એ સમયે યમના નિર્દય દૂતો તેને ખેંચવા માંડે છે, એટલે એ પ્રેત રડવા માંડે છે. આમ બે મહિના સૂધી ચાલ્યા પછી નગેંદ્ર નામના નગરમાં પહોંચે છે.[૫૫] અહીં પણ કુટુંબીઓએ આપેલ પિંડ, જલ, વસ્ત્ર વગેરેનો ઉપભોગ કરે છે. પાછા યમના દૂતો ત્યાંથી પણ તેની પાશોને ખેંચીને તેને આગળ ઘસડી જાય છે.[૫૬] અને ત્રીજા ગંધર્વ નગરમાં જાય છે અને ત્યાં ત્રીજા

મહિનાના પિંડાદિકનો ઉપભોગ કરીને આગળ જાય છે.[૫૭] ચોથે મહિને શૈલાગમ નામના નગરમાં જાય છે. ત્યાં પ્રેતના ઉપર પથરાનો વરસાદ વરસે છે.[૫૮] ત્યાં ચોથા મહિનાને પિંડ ખાઇને પ્રેત જરા સુખી થાય છે, અને પછી પાંચમે મહિને ક્રૌંચપુરમાં જાય છે.[૫૯] ત્યાં ક્રૌંચપુરમાં પ્રેત પાંચમે મહિને આપેલો પિંડ ખાઇને ત્યાંથી ક્રૂરપુરમાં જાય છે.[૬૦] ત્યાં સાડાપાંચ મહિને ઉનષાણ્માસિક કરવામાં આવે છે અને તે સમયે આપેલા પિંડથી તથા ઘડાથી પ્રેત જરા તૃપ્ત થઇને ત્યાં વાસ કરે છે.[૬૧]. ત્યાં અર્ધ મુહૂર્ત વિશ્રાંતિ કર્યા પછી યમના દૂતોથી ભય પામી કંપ અને અત્યંત દુઃખથી દુઃખી થઇ તે નગરનો ત્યાગ કરી દે છે.[૬૨] અને ચિત્રભવન નામના પુરમાં જાય છે. ત્યાં વિચિત્ર નામનો રાજા રાજ્ય કરે છે. યમ રાજાનો નાનો ભાઇ એ રાજ્યમાં દંડ કરે છે તથા રાજ્ય કરે છે.[૬૩] એનું ભયંકર શરીર જોઇને ભયથી પ્રેત દોડવા માડે છે ત્યારે નૌકા ચલાવનારા તેની સામે આવીને તેને કહે છે કેઃ–[૬૪]હે પ્રેત ! અમે નાવ લઇને તને મહા વૈતરણી નદી ઉતારવા માટે આવ્યા છીએ. માટે તમે જો નાવમાં બેસવા માટે પુણ્ય મેળવ્યું હોય તો નાવમાં બેસો.[૬૫] તત્વવેત્તા મુનિઓ દાનને वितरण કહે છે. એ वितरणથી આ નદી તરી શકાય છે માટે તેનું નામ વૈતરણી છે.[૬૬] તેં જો ગાયનું દાન આપ્યું હોય તો આ નાવ તારી પાસે લાવીએ, નહિતર નાવ તારી પાસે આવશે નહિ; યમના દૂતોનું એવું કહેવું સાંભળીને પ્રેત હાય દૈવ, એમ બોલીને નિસાસો નાખે છે.[૬૭] વૈતરણી નદી પાપી પ્રેતને જોઇને વ્યાકુળ થઇ જાય છે અને પાપી પ્રેત વૈતરણીને જોઇને રોવા માંડે છે. અને જેણે દાન દીધું નથી એવો પાપી પ્રેત વૈતરણી નદીમાં ડૂબી જાય છે.[૬૮] તે પછી યમના દૂતો આકાશમાં ઉભા રહીને તે પ્રેતના મુખમાં કાંટાઓ ખોસે છે અને જાળથી જેમ માછલાને ઘસડીને સામે પાર લઇ

જવામાં આવે તેમ પ્રેતને નદીને સામે પાર લઇ જાય છે. ૬૯ ત્યાં છ માસીમાં આપેલ પિંડને ખાઇને આગળ ચાલે છે. માર્ગમાં વિલાપ કરતો જાય છે અને ભુખથી અત્યંત દુઃખ ભોગવે છે.૭૦ સાતમે મહિને બહ્લાપદ નામના નગરમાં પહોંચે છે. ત્યાં સાતમા મહિનાનો પુત્રોએ આપેલો પિંડ ખાય છે.૭૧ એ નગરને ઉલ્લંઘીને આકાશ માર્ગે દુઃખદ નામના નગરમાં જાય છે. હે ગરુડ! એ નગરમાં તેને ઘણું દુઃખ પડે છે.૭૨ ત્યાં આઠમે મહિને આપેલો પિંડ ખાઇને ચાલે છે અને નવમા માસને અંતે નાના ક્રંદ નામના નગરમાં જાય છે.૭૩ અત્યંત દારુણ આક્રંદ કરી રહેલા નાનાક્રંદ નામના ગણોને જોઇને પ્રેતનું હૃદય શૂન્ય થઇ જાય છે અને દુઃખને લીધે પ્રેત પંડે પણ રડવા માંડે છે.૭૪ યમના દૂતો જેને ભય આપે છે એવો પ્રેત એ નગરનો પણ ત્યાગ કરીને દશમે મહિને દુઃખથી સુતપ્તભવન નામના પુરમાં જાય છે.૭૫ ત્યાં પિંડદાનનું ભોજન તથા જળનું પાન કરીને પણ પ્રેતને સુખ મળતું નથી. અગ્યારમો મહિનો પૂરો થયા પછી એ પ્રેત રૌદ્રપુરમાં પહોંચે છે.૭૬ ત્યાં પુત્રાદિકોએ અગ્યારમા મહિનાનો આપેલો પિંડ ખાઇને સાડા અગ્યાર માસ પૂર્ણ થયા પછી પયોવર્ષણ નામના પુરમાં જાય છે.૭૭ ત્યાં મેઘ પ્રેતને દુઃખ કારક વરસાદ વર્ષાવે છે. ત્યાં રહીને પ્રેત ન્યૂનાબ્દિક શ્રાદ્ધનું ભોજન કરે છે.૭૮ અને એક વર્ષ પૂરું થઈ ગયા પછી શીતાઢ્ય નગરમાં જાય છે. ત્યાં બરફના કરતાં પણ સો ગણી થંડી પડે છે.૭૯ ત્યાં પ્રેત ટાઢ અને ભુખથી પીડા પામે છે અને દશ દિશાઓમાં જોઇને કહે છે કે;—મારા દુઃખનો નાશ કરે એવો કોઇ મારો બાંધવ છે?૮૦ એટલે યમના દૂતો કહે છે કે તારી રક્ષા કરે એવું તારું પુણ્ય કયાં છે? ત્યાં પ્રેતને વર્ષિક પિંડ મળે છે તે ખાઇને તે ધીરજ ધરે છે. આ રીતે એક વર્ષ પૂરું થયા પછી યમલોક પાસે આવે છે. પ્રેત બહુભીતિ નામના નગરમાં જઇને

પોતાનાં એક હાથનાં શરીરનો ત્યાગ કરે છે.[૮૧] ને હે ગરુડ ! યમ લોકનાં દુઃખ ભોગવવા માટે અંગુઠા જેવડા યાતનામય દેહને ધારણ કરીને યમના દૂતોની સાથે ચાલવા માંડે છે.[૮૨–૮૩] હે ગરુડ! જે પર-લોક આપે તેવાં દાન પુણ્ય કરતા નથી તે જીવને યમના દૂતો મજબૂત દોરીથી બાંધીને યમલોકના માર્ગ ઉપડ ઘસડી જાય છે.[૮૪] હે ગરુડ! ધર્મ રાજાના નગરને (યમલોકને) ચાર દરવાજા છે, તેમાંથી દક્ષિણ દરવાજાનું વર્ણન તમારી પાસે કર્યું.[૮૫] આ મહા ભયંકર માર્ગમાં ભૂખ, તરસ, અને પરિશ્રમથી દુઃખી થઈને પ્રાણીઓ જે પ્રમાણે જાય છે તે કથા તમને કહી. હવે તમને શી કથા સાંભળવાની ઇચ્છા છે! [૮૬]

**अस्मिन्पथिमहाघोरेक्षुत्तृषाश्रमपीडिताः ।**
**यथायांतितथाप्रोक्तंकिंभूयःश्रोतुमिच्छसि ॥ ८६ ॥**

———:o:———

## અધ્યાય ૩ જો.

## નરકોનાં દુઃખ.

**॥ गरुड उवाच ॥ यममार्गमतिक्रम्यगत्वापापीयमालये ।**
**कीदृशींयातनांभुंक्तेतन्मेकथयकेशव ॥ १ ॥**

ગરુડ પૂછે છે;–હે ભગવન્! યમલોકનો માર્ગ વટાવીને પ્રાણી યમરાજાના નગરમાં જાય છે, ત્યાં તે કેવાં દુઃખ ભોગવે છે તે મને કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છે—હે વિનતાના પુત્ર! હું તને નરકોનાં દુઃખોની કથા આદિથી અંત સૂધી કહીશ. જે દુઃખ સાંભળીને તને કંપારી છૂટશે.[૨] હે ગરુડ! બહુ ભીતિપુરની આગળ ચુમાલીશ યોજન દૂર ધર્મ રાજાનું મહાન્ નગર છે. એ નગરને હાહાકારથી કકળી ઉઠેલું જોઈને પાપી

રડવા માંડે છે. પાપીનું રડવું સાંભળીને યમરાજાના નગરવાસી દૂતો ધર્મધ્વજ નામના યમરાજાના પ્રતિહારને એ પાપી વિશે કહે છે. પ્રતિહાર ચિત્રગુપ્તની પાસે એ પાપીનું સર્વ વૃત્તાંત નિવેદન કરે છે. ચિત્રગુપ્ત એનાં શુભ અશુભ સર્વ કર્મ ધર્મરાજાની પાસે જાહેર કરે છે. હે ગરુડ! ધર્મરાજા નાસ્તિક તથા મહાપાપી મનુષ્યોને સદાય ઓળખે છે. તોપણ તે ચિત્રગુપ્તને પાપીઓનાં પુણ્ય પાપ વિશે પૂછે છે. ચિત્રગુપ્ત પણ સર્વ કર્મ જાણે છે, છતાં તે પણ શ્રવણ દેવતાને પૂછે છે;– શ્રવણ બ્રહ્માના પુત્ર થાય છે, સ્વર્ગ, પૃથ્વી અને પાતાલમાં ફર્યા કરે છે, અને તે ઘણે દૂરથી સાંભળી તથા જોઇ શકે છે.[૩–૯] એમની સ્ત્રીઓ પણ એના જેવી જ શક્તિ ધરાવે છે અને તેઓ સ્ત્રીઓનાં સર્વ કર્મને જાણે છે.[૧૦] મનુષ્ય ગુપ્ત અથવા તો જાહેરમાં કંઇ પણ કહે છે કે કરે છે, એ સર્વ વાત શ્રવણ અને શ્રવણી ચિત્રગુપ્તને કહે છે.[૧૧] એ ધર્મરાજાના દૂત છે અને મનુષ્યો મન, વાણી અને કાયાથી જે કંઇ પુણ્ય પાપ કરે છે તે સર્વ યથાર્થ રીતે જાણી લે છે.[૧૨] મનુષ્યો અને દેવોના અધિકારી શ્રવણ દેવતાઓની આવી શક્તિ છે અને સત્યવાદી એવા શ્રવણ મનુષ્યોનાં કર્મો ધર્મરાજાની પાસે કહી સંભળાવે છે.[૧૩] જે મનુષ્યો વ્રતો કરીને, દાનો કરીને તથા સત્ય ભાષણ કરીને તેઓને સંતુષ્ટ કરે છે, તેના ઉપર શ્રવણ દેવ પ્રસન્ન થાય છે અને તેઓને સ્વર્ગ તથા મોક્ષ આપે છે.[૧૪] અને પાપીઓનાં પાપકર્મ જાણીને સત્યવાદી એવા એ શ્રવણો ધર્મરાજાના નગરમાં કહેલાં દુઃખો તેઓને આપે છે.[૧૫] વળી સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, સ્વર્ગ, પૃથ્વી, પાણી, હૃદય, યમ, દિવસ, રાત્રિ, પ્રાતઃસંધ્યા, સાયંસંધ્યા અને ધર્મરાજા આ ચૌદ સર્વે મનુષ્યોનાં કર્મને જાણે છે.[૧૬] તેમાં પણ ધર્મરાજા, ચિત્રગુપ્ત, સૂર્ય, શ્રવણ ઇત્યાદિ આ શરીરમાં રહીને સર્વ પુણ્ય પાપકર્મને જાણે છે.[૧૭] ને યમરાજા એવા પાપીઓનાં પાપ કર્મનો નિશ્ચય કરીને,

એ પાપીઓને બોલાવી પોતાનું ભયંકર સ્વરૂપ દેખાડે છે.[૧૮] અને એ પાપીઓ યમરાજાનું ભયંકર સ્વરૂપ જુવે છે. યમરાજા પાપીઓને કર્મ પ્રમાણે દર્શન દે છે. તે હાથમાં દંડ લઇ પાડા ઉપર બેસીને પ્રલયકાળના મેઘ જેવી ગર્જના કરતા પાપીઓને દર્શન દે છે; તેનું શરીર કાજળના પર્વત જેવું શ્યામ રંગનું હોય છે, તેનાં શસ્ત્રો વિજળીના જેવાં ભયંકર હોય છે, તેને બત્રીસ ભુજાઓ હોય છે.[૧૯–૨૦] તેનું શરીર ત્રણ યોજન લાંબું અને પહોળું હોય છે, વાવના જેવી તેની આંખો હોય છે, ડાઢોને લીધે તેનું મુખ ભયંકર લાગે છે, આંખો રાતી ચોળ જોવામાં આવે છે, નાક લાંબું હોય છે.[૨૧] મૃત્યુ તથા જ્વરાદિની સાથે રહેલો ચિત્રગુપ્ત પણ ભયંકર હોય છે, યમરાજાની પાસે ઉભેલા તેના સર્વે દૂતો પણ યમની પઠે જ ગર્જના કર્યા કરે છે.[૨૨] ખળ પુરુષ યમરાજાને જોઇને ભયભીત બનીને હાહાકાર કરી ઉઠે છે અને જેણે દાન દીધાં નથી એવો પાપી પુરુષ વારંવાર રડવા માંડે છે.[૨૩] તે પછી ચિત્રગુપ્ત યમરાજાની આજ્ઞાથી, રડતા અને પોતાનાં કર્મોને માટે શોક કરતા પાપીઓને કહે છે;–[૨૪] અરે ઓ પાપી દુરાચારી અને અહંકારી પુરુષો ! તમે અવિવેકી થઇને શામાટે પાપ કર્મ એકઠું કર્યું?[૨૫] હે મૂર્ખાઓ ! તમે પાપી પુરુષોના સમાગમથી તથા કામ અને ક્રોધથી દુઃખ દેનારું પાપ કર્મ શામાટે કર્યું ?[૨૬] તમે પ્રથમ અત્યંત આનંદમાં આવી જેમ પાપકર્મ કર્યું હતું તે પ્રમાણે નરકનું દુઃખ ભોગવો; શામાટે પાછા હઠો છો ?[૨૭] તમે ઘણાંય પાપકર્મ કર્યાં છે. તે સર્વે પાપનું ફળ ભોગવો, ભોગવ્યા વગર છૂટવાના નથી.[૨૮] અમારા યમરાજા મૂર્ખ કે પંડિત, દરિદ્રી કે લક્ષ્મીવાન બળવાન્ કે નિર્બળ ગમે તે હો, પરંતુ સર્વની સાથે સમભાવથી વર્તે છે.[૨૯] ચિત્રગુપ્તનું એવું કહેવું સાંભળીને તે પાપીઓ પોતાનાં પાપ કર્મનો પશ્ચાત્તાપ કરે છે અને મૂગે મોઢે સ્થિર થઇને બેસી રહે છે.[૩૦] ધર્મરાજા


यमदूतो पापी प्राणी ओने करवा मांडेली शिक्षा।

પણ તેઓને ચોરની પેઠે સ્થિર થયેલા જોઇને પોતાના દૂતોને તે પાપીઓને યોગ્ય શિક્ષા કરવાની આજ્ઞા કરે છે.[૩૧] એટલે યમરાજાના નિર્દય દૂતો તે પાપીને માર મારીને કહે છે કે અલ્યા પાપી ! ચાલ ચાલ હવે તું મહાભયંકર નરકોમાં.[૩૨] આમ કહીને યમના પ્રચંડ, ચંડ આદિ દૂતો પાપીને દોરીથી બાંધીને નરકોના તરફ ઘસડી જાય છે.[૩૩] ત્યાં એક અગ્નિના જેવું બળતું વૃક્ષ છે, એ પાંચ યોજન પહોળું અને એક યોજન ઉંચું છે.[૩૪] એ ઝાડ ઉપર પાપીને ઉંધે માથે સાંકળથી બાંધીને યમના દૂતો મારે છે. પાપી પણ ઝાડની અગ્નિથી દાઝી જઇને રડે છે અને તેની કોઇપણ રક્ષા કરતો નથી.[૩૫] એ શાલ્મલી વૃક્ષ ઉપર અનેક પાપીઓ લટકે છે, તેઓ ભુખ અને તરસથી પીડાય છે અને યમના દૂતો તને માર મારે છે.[૩૬] એ મહાન્ પાપીઓ મારા અપરાધની ક્ષમા કરો, ક્ષમા કરો, એમ બોલી, હાથ જોડીને એ દૂતોની પાસે પ્રાર્થના કરે છે.[૩૭] યમના દૂતો તેને વારંવાર લોઢાની લાકડીઓ, મુગ્દર, તોમર, ભાલાં, ગદા, મુશલ વગેરેથી સારી પેઠે મારે છે.[૩૮] બહુ મારવાથી પાપીઓ મૂર્છિત થઇને ભાન વિનાના થઈ જાય છે. તેની તેવી દશા જોઇને યમના દૂતો કહે છે;—[૩૯] હે પાપી અને દૂરાચારી! તમે પાપકર્મ શામાટે કર્યું અને સુલભ એવાં પાણી તથા અન્નના દાન શા માટે દીધાં નહિ?[૪૦] કુતરા અને કાગડાને અર્ધાં ગ્રાસ જેટલી પણ બલિ આપી નહિ, અભ્યાગતને શ્રદ્ધાપૂર્વક આપીને નમસ્કાર પણ કર્યો નહિ, પિતૃતર્પણ પણ કર્યું નહિ.[૪૧] યમનું તથા ચિત્રગુપ્તનું ઉત્તમ ધ્યાન પણ કર્યું નહિ, તેમ એમના મંત્રનો જપ પણ કર્યો નહિ કે જેથી યમ લોકનું દુઃખ દૂર થઇ જાય.[૪૨] તીર્થયાત્રા પણ કરી નહિ, દેવતાની પૂજા પણ કરી નહિ, ગૃહસ્થાશ્રમમાં રહીને પિતૃઓને હંતકાર પણ કર્યો નહિ.[૪૩] મહાત્માઓની સેવા પણ કરી નહિ, માટે હવે તમે તમારાં પાપકર્મનાં ફળને ભોગવો.

તું ધર્મ કર્મથી રહિત છે માટે તને મારવો એજ ઠીક છે.[૪૪] અપરાધની ક્ષમા કરવાનું કામ તો ભગવાન્ શ્રીહરિનું છે. અમે તો તેમની આજ્ઞાથી અપરાધીઓને શિક્ષા કરનારા છીએ.[૪૫] આમ કહીને યમના દૂતો નિર્દ-યપણાથી પાપીઓને માર મારે છે, તેથી પાપીઓ બળતા અંગારા સમાન થઇને વૃક્ષની નીચે પડી જાય છે.[૪૬] જેવા પાપીઓ પડે છે કે ઝાડનાં પાંદડાંથી તેનાં શરીર ચીરાઇ છે અને કુતરાઓ તે નીચે પડેલા પાપી-ઓને કરડવા માંડે છે એટલે તેઓ પોક મૂકીને રડે છે.[૪૭] એટલે યમના દૂતો એ પાપીઓનાં મુખ રેતીથી ભરી દે છે, તથા અનેક જાતની પાશોથી કેદ કરીને કેટલાએકને મુદ્દગરોનો માર મારે છે.[૪૮] કેટલાએક પાપીઓને કરવતીથી વેરીને તેના કટકા કરે છે. કેટલાએકને પૃથ્વીપર નાખી દઇને કુવાડાથી તેના કટકા કરે છે.[૪૯] કેટલાએકને ખાડામાં અર્ધા ડાટીને તેઓના માથાપર બાણો મારવામાં આવે છે. કેટલાએકને શેરડીની પેઠે ચીચોડામાં ઘાલીને પીલવામાં આવે છે.[૫૦] કેટલાએકને લોઢાના પિંડની પેઠે બળબળતા અંગારાઓથી અને ઉંબાડીયાંઓથી ચો તરફથી ઢાંકી દઇને ધમવામાં આવે છે.[૫૧] કેટલાએકને કડકડતી ઘીની કડાઇમાં, કોઇને કડકડતી તેલની કડાઇમાં નાંખીને વડાંની પેઠે તળવામાં આવે છે.[૫૨] કેટલાએકને માર્ગમાં મદમત્ત હાથીઓની આગળ નાંખવામાં આવે છે. કેટલાએકના હાથપગ બાંધી દઇને ઉંધે મસ્તકે લટકાવવામાં આવે છે.[૫૩] કેટલાએકને કુવામાં નાંખવામાં આવે છે, કેટલાએકને પર્વતોપરથી નીચે ઢોળી પાડવામાં આવે છે, કેટલાએક કીડાવાળા કુંડમાં ડુબી ગયા હોય છે અને તેને કીડાઓ બટકાં ભરે છે. મોટી કાયાવાળા અને વજ્રના જેવી ચાંચવાળા ગીધ પક્ષીઓ પોતાની ચાંચોથી કેટલાએક પાપીઓનાં માથાને, નેત્રોને તથા મુખને ફોલ્યા કરે છે.[૫૫] કેટલાએક લેણદારો દેણદારને જોઇને કહે છે કે તું મારું ધન ખાઇ ગયો છે, માટે મને મારું

ધન પાછું આપ. મેં આજે તને યમલોકમાં દીઠો છે. પણ આ રીતે નરકમાં પરસ્પર વિવાદ કરનારા પાપીઓના શરીરમાંથી યમના દૂતો છરાઓથી માંસના કટકાઓ કાપીને તેના લેણદારને આપે છે.[૫૭] આ રીતે યમરાજાના દૂતો તે પાપીઓને શિક્ષા કરીને યમરાજાની આજ્ઞાથી ઘસડી લઇને તામિસ્રઆદિ નરકોમાં નાંખે છે.[૫૮] શાલ્મલી નામના વૃક્ષની પડોસમાં ઘણાં દુઃખ દેનારાં નરકો આવેલાં છે. તે નરકોમાં એવાં દુઃખો દેવામાં આવે છે કે જેનું વાણીથી પણ વર્ણન કરી શકાય તેમ નથી.[૫૯] હે ગરુડ! બધાં મળીને ચોરાશી લાખ નરકો છે. તેમાં એકવીસ નરક મુખ્ય અને મહાભયંકર છે.[૬૦] તેનાં નામ;—તામિસ્ર, લોહશંકુ, મહારૌરવ, શાલ્મલી, રૌરવ, કુડ્મલ, કાલસૂત્ર, પૂતિમૃત્તિક,[૬૧] સંઘાત, લોહિતોદ, સવિષ, સંપ્રતાપન, મહાનિરય, કાકોલ, સંજીવન, મહાપથ,[૬૨] અવીચિ, અંધતામિસ્ર, કુંભીપાક, સંપ્રતાપન, અને તપન. આ સર્વ નરકો અનેક પીડાથી ભરપૂર છે. આ નરકોમાં જુદી જુદી પીડાઓ ગોઠવવામાં આવી છે અને તે પાપના ફળાનુસાર મળે છે. તેના ઉપર યમના અધિકારીઓ દેખરેખ રાખે છે.[૬૩-૬૪] એ નરકોમાં અધર્માચરણ કરનારા પાપીઓ પડે છે અને કર્માનુસાર નરકનાં દુઃખોને એક એક કલ્પસૂધી ભોગવે છે.[૬૫] સ્ત્રી અથવા તો પુરુષ પરસ્પર સંગ કરીને પાપ કરે છે, તેઓ તામિસ્ર, અંધતામિસ્ર અને રૌરવ નામના નરકોમાં પડીને દુઃખ ભોગવે છે.[૬૬] પોતાના કુટુંબનું અથવા તો પોતાનું જ પેટ ભરનારા પુરુષ પોતાના કુટુંબનો અને દેહનો ત્યાગ કરીને મરણ પછી નરકમાં પડીને સ્વાર્થપણાના પાપનો ભોગ કરે છે.[૬૭] પાપથી કુટુંબનું પોષણ કરનારો પુરુષ પોતાના શરીરનો ત્યાગ કરીને પાપરૂપી ટીમણને સાથે લઇને એકલો જ અંધારાવાળા માર્ગેથી નરકમાં જાય છે. કારણ કે તેણે પોતાના કલેવરને પ્રાણીઓનો દ્રોહ કરીને પોષલું હોય છે. તેથી તેને નરકમાં પડવું પડે

છે.[૬૮] કુટુંબનું પાપથી પોષણ કરનારા પુરુષને પોતાને એકલાને જ દૈવયોગથી મળેલું પાપફળ નરકમાં ભોગવવું પડે છે અને જેનું ધન કોઈ ચોરી ગયું હોય એવા દુઃખી પુરુષની પેઠે તે પોતાનાં પાપી કર્મનો સંતાપ કર્યાં કરે છે.[૬૯] જે પુરુષ કેવળ અધર્મ કરીને જ પોતાના કુટુંબનું ભરણપોષણ કરે છે તે જીવ છેલ્લાં મહાદુઃખ દેનારાં અંધતામિસ્ત્ર નામના નરકમાં પડે છે.[૭૦] આ મનુષ્યની નીચે જેટલાં નરકો છે, તે સર્વ નરકોના દુઃખોને અનુક્રમે ભોગવી, તે શુદ્ધ થયા પછી પ્રાણી પાછો આલોકમાં જન્મે છે.[૭૧]

अधस्तान्नरलोकस्ययावतीर्यातनादयः ।
क्रमशःसमनुक्रम्यपुनरत्राव्रजेच्छुचिः ॥ ७१ ॥

——:o:——

## અધ્યાય ૪ થો.

### નરકમાં નાંખનારાં પાપકર્મો.

॥ गरुड उवाच ॥ कैर्गच्छंतिमहामार्गेवैतरण्यांपतंतिकैः ।
कैःपापैर्नरकेयांतितन्मेकथयकेशव ॥ १ ॥

ગરુડ પૂછે છેઃ—હે કેશવ! કેવાં કર્મ કરવાથી મનુષ્યો યમલોકમાં જાય છે, વૈતરણીમાં પડે છે તથા કેવાં પાપો કરવાથી મનુષ્યોને નરકમાં પડવું પડે છે, તે મને કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ગરુડ! જે પુરુષો સદાય કુકર્મ કરે છે, શુભ કર્મ કરતા નથી, તે પુરુષો એક નરકમાંથી બીજા નરકમાં જાય છે અને ત્યાં દુઃખ તથા ભયને પ્રાપ્ત થાય છે.[૨] ધર્માત્મા પુરુષ ધર્મરાજાના નગરમાં ત્રણ દરવાજાથી જાય છે અને પાપી એક દક્ષિણ દરવાજાથી જ


यमसभामां
पापीमा-जीओने
थती शिक्षा

પ્રવેશ કરે છે.[૩] આ દક્ષિણ તરફના મહાદુઃખદાયક માર્ગમાં વૈતરણી નામની એક મોટી નદી આવે છે ત્યાં જે પાપીઓ જાય છે તે પાપીઓ હું તારી આગળ કહી બતાવું છું.[૪] જે પુરુષો બ્રહ્મહત્યા કરે છે, મદિરાપાન કરે છે, ગાયની, બાળકની, સ્ત્રીની તથા ગર્ભની હત્યા કરે છે, જેઓ છૂપા પાપી હોય છે, જેઓ ગુરુનું ધન હરી લે છે, જેઓ દેવનું અથવા તો બ્રાહ્મણનું ધન હરી લે છે, જેઓ સ્ત્રીનું ધન હરી લે છે, જેઓ બાળકોનું ધન હરી લે છે, જેઓ લોકોનું કરજ પાછું આપતા નથી, જેઓ થાપણને ઓળવે છે, વિશ્વાસઘાત કરનારા, અન્નમાં ઝેર આપીને મારી નાંખનારા, દોષને ગ્રહણ કરનારા, ગુણની નિંદા કરનારા, ગુણવાનોની સાથે મત્સર રાખનારા, નીચ ઉપર પ્રીતિ રાખનારા, મૂર્ખ, સત્સંગથી દૂર રહેનારા, તીર્થ, સજ્જન, સત્કર્મ, ગુરુ અને દેવની નિંદા કરનારા, પુરાણ, વેદ, મીમાંસા, ન્યાય અને વેદાંતની નિંદા કરનારા, દુઃખીને જોઇને હર્ષ પામનારા, સુખીને દુઃખ દેનારા, સદાય દુષ્ટ વાકય બોલનારા, દુષ્ટ અંતઃકરણવાળા,[૫–૧૦] જે હિતકારક વાકય સાંભળતા નથી, શાસ્ત્ર પણ કદી સાંભળતા નથી, અભિમાની હોય છે, ગર્વિષ્ઠ હોય છે, મૂર્ખા હોવા છતાં પંડિતનું અભિમાન રાખે છે,[૧૧] આ તથા તેના જેવા બીજા અધર્મ કર્મ કરનારા પાપી પુરુષો રાત દાહાડો રડતા રડતા યમલોકના માર્ગને વિશે જાય છે.[૧૨] યમના દૂતો ત્યાં તેઓને માર મારે છે અને તેઓ વૈતરણી નામની નદી તરફ જાય છે. તે નદીમાં કેવા પાપીઓ પડે છે તે હું તને કહું છું.[૧૩] જે માનું, પિતાનું અને ગુરુનું અપમાન કરે છે, તથા પૂજવા યોગ્ય આચાર્યનું અપમાન કરે છે, તે પુરુષોને વૈતરણી નદીમાં પડવું પડે છે.[૧૪] જે પુરુષ પતિવ્રતા, સારા સ્વભાવની, કુલીન ને વિનયી, એવી સ્ત્રીનો દૂષથી ત્યાગ કરે છે તે વૈતરણીમાં પડે છે.[૧૫] જે સત્પુરુષો પુરુષોના હજારો ગુણોપર દોષનો આરોપ કરે છે અને તેઓનું અપમાન કરે છે, તેઓ

વૈતરણીમાં પડે છે.[16] જે પુરુષ બ્રાહ્મણને દાન દેવાની પ્રતિજ્ઞા કરીને બરાબર દેતો નથી અને બોલાવીને પછી ના પાડે છે તે નિત્ય વૈતરણીમાં પડે છે.[17] જે પુરુષ એક દાન દઇને તે પાછું હરી લે છે, દાન દીધા પછી પાશ્ચાત્તાપ કરે છે, પારકી આજીવિકાનું હરણ કરે છે અને દાન દેનારાને અટકાવે છે.[18] યજ્ઞનો ભંગ કરનાર, ભગવાનની કથામાં ભંગ કરનાર, ક્ષેત્ર તથા સીમાડાનું હરણ કરનાર, ગોચર ખુંચવી લેનાર,[19] બ્રાહ્મણ હોવા છતાં રસ વેચનાર, બ્રાહ્મણ થઇને શુદ્રસ્ત્રીની સાથે સંગ કરનાર, વેદોક્ત યજ્ઞ શિવાય બીજા પ્રસંગે પોતાને માટે પશુની હિંસા કરનાર,[20] બ્રાહ્મણના કર્મથી ભ્રષ્ટ, માંસનું ભોજન કરનાર, મદિરા પીનાર, ઉચ્છૃંખલ સ્વભાવનો, શાસ્ત્રનું અધ્યયન તજી દેનાર,[21] શૂદ્ર થઇને વેદ ભણનાર, કપિલા ગાયનું દૂધ પીનાર, જનોઈ પહેરનાર અથવા તો બ્રાહ્મણીનો ધણી થનાર,[22] રાજાની રાણી ઉપર આસક્તિ રાખનાર, પરસ્ત્રીનું હરણ કરનાર, કન્યાઓ ઉપર આસક્તિ રાખનાર, સતીઓનાં શીલનું ભંગ કરનાર તથા શાસ્ત્ર વિરુદ્ધ આચરણ કરનાર તથા શાસ્ત્રોક્ત કર્મનો ત્યાગ કરનારા મૂર્ખ પુરુષો વૈતરણી નદીમાં પડે છે.[23-24] પાપીઓ સર્વ માર્ગને ઉલ્લંઘન કરીને યમલોકમાં જાય છે અને ત્યાં યમના દૂતો યમ રાજાની આજ્ઞાથી તે પાપીઓને વૈતરણીમાં નાંખે છે.[25] હે ગરુડ! સર્વે મુખ્ય નરકોમાં વૈતરણી નદી મોટી ગણાય છે. માટે પાપીઓને વૈતરણીમાં નાંખવામાં આવે છે.[26] જો પ્રેતની પાછળ કાળી ગાયનું દાન કર્યું ન હોય, તેમ ઉત્તર ક્રિયા પણ કરી નહોય તો વૈતરણી નદીમાં મહા દુઃખ ભોગવીને તે નદીના તીર ઉપર ઉભેલાં શીમલાનાં વૃક્ષ ઉપર વાસ કરે છે.[27] જે પુરુષો ખોટી સાક્ષી આપે છે, પાખંડી ધર્મ પાળે છે, કપટથી ધન એકઠું કરે છે, ચોરીથી આજીવિકા કરે છે,[28] વૃક્ષોને કાપે છે, વનનો અને બગીચાઓનો નાશ કરે છે, વ્રતનો ભંગ કરે છે, તીર્થનો ત્યાગ કરે છે,

વિધવાના શીલનો ભંગ કરે છે,[૨૯] પોતાના ભર્તારને દૂષણ આપે છે, પરપુરુષનું મનમાં ધ્યાન કરે છે. આ સર્વે પાપીને સીમળાના વૃક્ષ ઉપર બાંધીને મારવામાં આવે છે.[૩૦] મારતાં મારતાં જે પાપીઓ નીચે પડી જાય* છે, તેઓને નરકમાં નાંખી દે છે. નરકમાં પડનારા પાપીઓ હવે હું તમને ગણાવું છું.[૩૧] નાસ્તિક, ધર્મની મર્યાદાનો ભંગ કરનાર, કદર્યો, વિષયી, દંભી અને કૃતઘ્ની પુરુષો નરકમાં પડે છે.[૩૨] કુવા, તળાવ, વાવ, દેવમંદિર અને પ્રજાનાં ધરોનો નાશ કરનારાઓ નરકમાં પડે છે.[૩૩] જે પુરુષો સ્ત્રીઓ, બાળકો, માતાપિતા, સેવકો તથા ગુરુજનો (વડીલો)નો ત્યાગ કરીને ભોજન કરે છે તથા જેઓ પિતૃને દેવતાઓની સેવાનો ત્યાગ કરીને ભોજન કરે છે તે નરકમાં પડે છે.[૩૪] જેઓ શંકુઓથી, સડકાથી, કાષ્ઠોથી, પત્થરોથી, ને કાટાંઓથી માર્ગને રુંધી રાખે છે તેઓ અવસ્ય નરકમાં પડે છે.[૩૫] વળી જે મૂર્ખ પુરુષ શિવ, દેવી, હરિ, સૂર્ય, ગણેશ, તથા ઉત્તમ ઉપદેશ આપનારા ગુરુ અને પંડિતની પૂજા કરતા નથી તેઓ નરકમાં પડે છે.[૩૬] બ્રાહ્મણ પોતાની દાસીની સાથે ગમન કરવાથી નરકમાં પડે છે; અને શૂદ્રસ્ત્રીને વિશે પ્રજાને ઉત્પન્ન કરીને પણ બ્રાહ્મણપણામાંથી ભ્રષ્ટ થાય છે.[૩૭] તે અધમ બ્રાહ્મણને કોઇપણ દિવસ નમસ્કાર કરવા નહિ, અને જે મૂઢ પુરુષો તેની પૂજા કરે છે, તે નરકમાં પડે છે.[૩૮] કજીયાને, પસંદ કરનારા જે પુરુષો બ્રાહ્મણોના કજીયાને શાંત પાડતા નથી તેમ બે બળદ કે ગાયોના કજીયાને પણ શાંત પાડતા નથી પરંતુ તેને અનુમોદન આપે છે તેઓ નરકમાં પડે છે.[૩૯] જેને પતિ વિના બીજો આધાર નથી એવી સ્ત્રીઓને જે પુરુષ દ્વેષથી ઋતુકાળમાં ઋતુદાન દેતો નથી તે પણ અવસ્ય નરકમાં પડે છે.[૪૦] વળી જે પુરુષો કામથી આંધળા થઇને રજસ્વલા સ્ત્રીની સાથે ગમન કરે છે, તથા પર્વને દિવસે, પાણીમાં, દિવસે, શ્રાદ્ધને દિવસે, સ્ત્રી સાથે ગમન કરે છે તેઓ પણ નરકમાં પડે છે.[૪૧]

જેઓ શરીરનો મેલ, વિષ્ઠા મૂત્ર, લીટ, લાળ વગેરે અગ્નિમાં, પાણીમાં, બગીચામાં, માર્ગમાં, અથવા તો ગોશાળામાં નાખે છે તે પણ નરકમાં પડે છે.[૪૨] જે શસ્ત્ર, બાણ અને ધનુષને બનાવનારા તથા વેચનારા છે તે પણ નરકમાં પડે છે.[૪૩] વાણીઓ થઇને ચામડાનો વેપાર કરે છે, સ્ત્રીઓ થઇને જેઓ કેશને વહે છે, તથા જેઓ ઝેર વેચે છે તે સર્વે નરકમાં પડે છે.[૪૪] જેઓ અનાથ ઉપર દયા કરતા નથી, સત્પુરુષોનો દ્વેષ કરે છે અને જેઓ અપરાધ કરે છે તેઓ પણ નરકમાં પડે છે.[૪૫] જેઓ પોતાને ઘેર ભોજનની આશાથી આવેલા બ્રાહ્મણોને પોતાના ભોજનમાંથી ભોજન કરાવતા નથી તેઓ પણ નરકમાં પડે છે.[૪૬] જેઓ સર્વે પ્રાણીઓનો વિશ્વાસ કરતા નથી, પ્રાણીઓના ઉપર નિર્દય રહે છે અને સર્વ પ્રાણીઓની સાથે કપટ ભાવથી વર્ત્તે છે તેઓ પણ નરકમાં પડે છે.[૪૭] જેઓ નિયમ સ્વીકાર્યાં પછી ઇંદ્રિયાધીન હોવાથી તે નિયમોનો ભંગ કરે છે, તેઓ પણ નરકમાં પડે છે.[૪૮] જેઓ આત્મજ્ઞાન આપનારાને ગુરુ માનતા નથી, તથા પુરાણની કથા કહેનારાને ગુરુ માનતા નથી તેઓ પણ નરકમાં પડે છે.[૪૯] જેઓ મિત્રનો દ્રોહ કરે છે, પ્રીતિમાં ભંગ કરે છે અને આશાનો પણ ભંગ કરે છે તેઓ પણ નરકમાં પડે છે.[૫૦] જેઓ વિવાહ કરવા જનારાને, દેવતાઓની યાત્રાએ જનારાઓને, તીર્થયાત્રા કરવા જતા સંઘને લુંટે છે, તે પુરુષ નરકમાં પડે છે અને ત્યાંથી તે ફરીને બહાર નિકળતો નથી.[૫૧] જે મહા પાપી પુરુષ ઘરમાં, ગામમાં તથા વનમાં આગ લગાડે છે, તે પુરુષને યમના દૂતો ઉપાડી જાય છે અને અગ્નિનાં કુંડમાં નાંખીને રાંધે છે.[૫૨] એ પાપી પુરુષનું શરીર અગ્નિથી બળી જાય છે અને તે જ્યારે છાયે બેસવાની ઇચ્છા કરે છે, એટલે યમના દૂતો તેને અસિપત્રના વનને વિશે ઉપાડી જાય છે.[૫૩] ત્યાં તરવારના જેવાં તીક્ષ્ણ પાંદડાંઓથી તેનું શરીર ચીરાઈ જાય છે, એટલે યમના દૂતો તેઓને કહે છે કે, હવે તું શીતલ

છાયા નીચે સુખેથી નિદ્રા કર.[૫૪] પાપી જીવ તરસ્યો થઇને પીવાને માટે પાણી માગે છે ત્યારે યમના દૂતો તેને પીવા માટે અત્યંત ગરમાગરમ તેલ આપે છે.[૫૫] અને કહે છે કે આ તેલનું પાન કરો અને ભોજન કરો. તેઓ જેવા તે તેલને પીયે છે કે તેઓનાં આંતરડાં બળી જાય છે અને તેઓ પૃથ્વીપર પડી જાય છે.[૫૬] માંડમાંડ ઉઠીને ઉભા થાય છે અને દીનપુરુષની પેઠે પ્રલાપ કરે છે. અને પરાધીન થઇને નિશ્વાસ નાંખે છે, પરંતુ જરાપણ બોલી શકતા નથી.[૫૭] હે ગરુડ ! આ રીતે પાપીઓને માટે નરકના અનેક દુઃખો સર્વ શાસ્ત્રમાં કહ્યાં છે, માટે તેને વિસ્તારથી કહેવાનું શું પ્રયોજન છે ?[૫૮] આ રીતે હજારો પાપી પુરુષો અને હજારો પાપી સ્ત્રીઓ જગતનો પ્રલય થાય છે ત્યાંસૂધી ભયંકર નરકમાં રંધાયા કરે છે.[૫૯] પોતાના પાપકર્મનું અક્ષય ફળ ભોગવીને પાછા ત્યાં જ ઉત્પન્ન થાય છે અને યમની આજ્ઞાથી પૃથ્વીપર આવીને વૃક્ષ પર્વત વગેરે સ્થાવર જાતિમાં અવતરે છે.[૬૦] વૃક્ષ, ગુલ્મ, લતા, વેલ, પર્વતો અને ખડ આ સર્વને સ્થાવર જાણવાં અને તે મહામોહથી વિંટાયલાં રહે છે.[૬૧] કીડા, પશુ, પક્ષી, ને જલચર જીવ આ રીતે ચોરાસી લાખ યોનિઓ કહી. આ સર્વમાં ભટકીને મનુષ્ય જાતિમાં જન્મ થાય છે. જેઓ નરકમાંથી મનુષ્ય જાતિમાં જન્મે છે તેઓ પ્રથમ ચંડાલની જાતિમાં જન્મે છે અને ત્યાં પાપનાં ફળો ભોગવીને બહુ જ દુઃખી થાય છે.[૬૩] કોઈ પાપી ગલત કોઢીયા થાય છે, કોઈ જન્માંધ થાય છે. આ રીતે સ્ત્રીઓ તથા પુરુષો પોતાનાં પૂર્વ જન્મના પાપોને લીધે અનેક દુઃખો ભોગવે છે અને મહારોગોથી વ્યાકુલ રહે છે.[૬૪]

**गलत्कुष्ठाश्चजन्मांधामहारोगसमाकुलाः ।**
**भवंत्येवंनरानार्यःपापचिन्होपलक्षिताः ॥ ६४ ॥**

# અધ્યાય ૫ મો.

## કર્મ વિપાક.

**॥ गरुड उवाच ॥ येनयेनचपापेनयद्याचिन्हंप्रजायते ।**
**यांयांयोनिंचगच्छंतितन्मेकथयकेशव ॥ १ ॥**

ગરુડ પૂછે છેઃ—હે કેશવ ભગવન્! જે જે પાપ કર્મ કરવાથી જેવાં જેવાં ચિહ્નો થતાં હોય અને તે જે જે યોનિમાં જાતો હોય તે સર્વ મને કહો.[1]

શ્રી ભગવાન્ કહે છેઃ—નરકમાં પડનારા પાપીઓ જે પાપોથી જે જે યોનિમાં અવતરે છે અને જે પાપથી જે ચિહ્ન થાય છે તે તું મારી પાસેથી શ્રવણ કર.[2] બ્રહ્મહત્યા કરનારો ક્ષયરોગી થાય છે, ગોહત્યા કરનારો કુબડો અને મૂર્ખ થાય છે, કન્યાનો ઘાત કરનાર કોઢીયો થાય છે. આ ત્રણેય ચાંડાળને ત્યાં જન્મીને દુઃખ ભોગવે છે.[3] સ્ત્રીની હત્યા કરનારો તથા ગર્ભપાત કરનારો ભીલને ઘેર અવતરે છે અને રોગી રહે છે. બેન, પુત્રની વહુ વગેરેની સાથે ગમન કરનારો પંઢ થાય છે, ગુરુ પત્નીની સાથે ગમન કરનારાના શરીર ઉપર ગજચર્મ થાય છે.[4] માંસ ખાનારાનું શરીર અત્યંત રકત થાય છે, મદ્યપાન કરનારાના દાંત કાળા થાય છે અને અભક્ષ્ય વસ્તુનું ડાઢ રસને લીધે ભક્ષણ કરનારા બ્રાહ્મણને જલંદરનો રોગ થાય છે.[5] મીઠી વસ્તુ બીજાને આપ્યા વગર ખાનારાને કંઠમાળનો રોગ થાય છે, શ્રાદ્ધમાં અપવિત્ર અન્ન બ્રાહ્મણોને જમાડવાથી ચિત્ર કોઢવાળો થાય છે.[6] ગુરુનું ગર્વથી અપમાન કરવાથી અપસ્માર નામનો રોગ થાય છે, વેદ તથા શાસ્ત્રની નિંદા કરનારો પાંડુ રોગી થાય છે.[7] ખોટી સાક્ષી પુરનારો મૂગો થાય છે, પંક્તિમાં ભેદ કરનારો કાણો થાય છે, વિવાહમાં ભંગ કરનારો હોઠ વગરનો જન્મે છે, પુસ્તકની ચોરી કરનારો જન્માંધ જન્મે

છે.[૮] ગાય અને બ્રાહ્મણને પાટુ મારનારો પાંગળો જન્મે છે. અસત્ય ભાષણ કરનારો ગળગળો જન્મે છે. અસત્ય ભાષણ સાંભળીને બેસી રહેનારો બહેરો થાય છે. ઝેર આપનારો જડ અને ઉન્મત્ત થાય છે. આગ લગાડનારો ટાલવાળો થાય છે. માંસ વેચનારો ભાગ્યહીણ થાય છે. પારકું માંસ ખાનારો રોગી જન્મે છે. રત્નો ચોરનારો હલકી જાતમાં અવતરે છે. સોનું ચોરનારો કાળા નખવાળો થાય છે. સર્વ ધાતુની ચોરી કરનારો નિર્ધન જન્મે છે.[૯–૧૧] અન્ન ચોરનારો ઉંદર થાય છે. ધાન્ય ચોરનારો તીડ થાય છે. પાણી ચોરનારો બાપૈયો થઇ જન્મે છે. ઝેર ચોરનારો વિંછી જન્મે છે.[૧૨] શાક તથા પત્રની ચોરી કરનારો મોર થઇને અવતરે છે. શુભ એવા સુગંધી પદાર્થો ચોરનારો છછુંદર થઇને અવતરે છે. મધ ચોરનારો ડાંસ થઇને અવતરે છે. માંસ ચોરનારો ગીધ થાય છે. મીઠું ચારનારો કીડી થઇને અવતરે છે.[૧૩] તાંબૂલ, ફલ અને પુષ્પાદિક ચોરનારો વનમાં વાનર થઇને અવતરે છે. ઉપાન, ખડ, ને કપાસીયાની ચોરી કરનારો ગાડર થઇને અવતરે છે.[૧૪] જે હિંસાકર્મ કરીને આજીવિકા કરે છે અને માર્ગમાં વટેમાર્ગુઓને લુંટે છે તથા જે મૃગયા ખેડે છે તે કસાઇના ઘરમાં બકરો થઇને અવતરે છે.[૧૫] જે ઝેર ખાઇને મરણ પામે છે તે પર્વત ઉપર કાળો સર્પ થઇને અવતરે છે. જે ઉચ્છૃંખલ સ્વભાવનો હોય છે, તે નિર્જન વનમાં હાથી થઇને અવતરે છે.[૧૬] જે બ્રાહ્મણો વૈશ્વદેવ કરતા નથી, સર્વે પદાર્થો ખાય છે અને શાસ્ત્રાનુસાર પરીક્ષા કર્યા વગર હરકોઇ પદાર્થ ખાય છે, તેઓ નિર્જન વનમાં વાઘ થઇને અવતરે છે.[૧૭] જે પુરુષ ગાયત્રીનો જપ કરતો નથી, સંધ્યા કરતો નથી, અંદરખાનેથી દુષ્ટ અને બાહારથી સત્પુરુષનો ડોળ રાખે છે, તે બ્રાહ્મણ બગલો થઇને અવતરે છે.[૧૮] જે બ્રાહ્મણ યજ્ઞ કરાવવા યોગ્ય નહિ એવા બ્રાહ્મણને યજ્ઞ કરાવે છે, તે ગામમાં ભુંડ થઇને અવતરે છે. ઘણાને યજ્ઞ કરાવવાથી ગધેડો અવ-

તરે છે અને નિમંત્રણ વગર ભોજન કરવાથી કાગડો થઇને અવતરે છે. સુપાત્રને વિદ્યા નહિ ભણાવવાથી બ્રાહ્મણ બળદ થઇને અવતરે છે અને ગુરુની સેવા નહિ કરનારો શિષ્ય ભાર ઉપાડનારો બળદ અથવા તો ગધેડો થઇને અવતરે છે.[૧૯-૨૦] ગુરુની સામે હુંકારો અથવા તો તુંકારો કરવાથી તથા શાસ્ત્રના વિવાદમાં બ્રાહ્મણને જીતવાથી બ્રાહ્મણ નિર્જલ એવા અરણ્ય પ્રદેશમાં બ્રહ્મરાક્ષસ થઇને અવતરે છે.[૨૧] બ્રાહ્મણને દાન દેવાની પ્રતિજ્ઞા કર્યા છતાં દાન નહિ દેનારો શિયાળ અવતરે છે. સત્પુરુષોનું અપમાન કરનારો મુખમાંથી અગ્નિ કાઢનાર શિયાળ અવતરે છે.[૨૨] પિતાનો દ્રોહ કરનાર પર્વતનો ગીધ થઇને અવતરે છે. વેચાણમાં છેતરપિંડી કરવાથી ઘૂડ થઇને અવતરે છે. વર્ણ તથા આશ્રમની નિંદા કરવાથી વનમાં હોલો અવતરે છે.[૨૩] જે આશાનો અને સ્નેહનો ભંગ કરે છે અને જે દ્વેષથી સ્ત્રીનો ત્યાગ કરે છે, તે પુરુષ લાંબા કાળ સૂધી ચક્રવાક થઇને અવતરે છે.[૨૪] માતા, પિતા ને ગુરુનો દ્વેષ કરનાર ભગિની અને ભાઇની સાથે વૈર કરનારો પુરુષ એક હજારવાર ગર્ભમાં જ મરણ પામે છે.[૨૫] જે સ્ત્રી નિત્ય સાસુ સસરાને ગાળ દે છે અને કજીયો કર્યા કરે છે, તથા જે સ્ત્રી ભર્તારની નિંદા કરે છે, તે સ્ત્રી જળો થઇને અવતરે છે.[૨૬] જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરીને પરપુરુષને અનુસરે છે, તે સ્ત્રી, વડવાંદરી, ચદંનઘો, અથવા તો બે મોઢાની સર્પિણી થાય છે.[૨૭] જે પુરુષ પોતાના ગોત્રની હત્યા કરે છે, પોતાના ગોત્રની સ્ત્રીનું સેવન કરે છે, તે પુરુષ તરક્ષુ, સેઢાઈ તથા રીંછની જાતિમાં અવતરે છે.[૨૮] જે પુરુષ તપસ્વી સ્ત્રીની સાથે ગમન કરે છે તે પુરુષ મારવાડમાં પિશાચ થઇને અવતરે છે. જુવાનીમાં નહિ આવેલી સ્ત્રીની સાથે સંભોગ કરે છે તે પુરુષ વનમાં અજગર થઇને અવતરે છે[૨૯] ગુરુની સ્ત્રી સાથે ગમન કરે છે તે પુરુષ કરચલો થઇને અવતરે છે. રાણીની સાથે ગમન કરનારો દોષપાત્ર થાય છે અને મિત્રની પત્ની સાથે

ગમન કરનારો ગધેડો થઇને અવતરે છે.[૩૦] ગુદા પૂજન કરનારો વિષ્ટા ખાનાર ભુંડ થઇને અવતરે છે. શૂદ્ર જાતિની અથવા તો વેશ્યા સ્ત્રીને ઘરમાં રાખનારો બળદ થઇને અવતરે છે. મહા કામી પુરુષ કામલંપટ ઘોડો થઇને અવતરે છે.[૩૧] મરેલાનું એકાદશાહ જમનારો શ્વાન થાય છે, દેવમંદિરમાં પૂજારીનું કામ કરનારો કુકડો થઇને અવતરે છે.[૩૨] જે અધમ બ્રાહ્મણ ધનને માટે દેવની પૂજા કરે છે તે દેવલક કહેવાય છે અને તે યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં ભોજનાદિક કર્મમાં કામ લાગતો નથી. તેને દાન દક્ષિણા આપવાં નહિ અને જમાડવો પણ નહિ.[૩૩] મહા પાપ કરનારા પુરુષો મહા પાપને લીધે ભયંકર એવાં નરકોમાં પડે છે. અને તેના પાપ કર્મ ક્ષીણ થઇ ગયા પછી તઓ મૃત્યુલોકમાં અવતરે છે.[૩૪] બ્રહ્મહત્યા કરનારો ગધેડા, ઊંટ અને ભેંસની યોનિમાં જન્મે છે, મદિરાપાન કરનારા તહાર, શ્વાન, અને શિયાળની યોનિમાં અવતરે છે.[૩૫] સુવર્ણ ચોરનારો કીડા, પતંગીયા વગેરેની યોનિમાં અવતરે છે. ગુરુપત્ની સાથે ગમન કરનારો ખડ, ગુલ્મ, વેલા વગેરેની યોનિમાં અવતરે છે.[૩૬] પારકી સ્ત્રીનું હરણ કરીને, પારકી થાપણ ઓલવીને અને બ્રાહ્મણનું ધનહરણ કરીને પુરુષ બ્રહ્મરાક્ષસ થાય છે.[૩૭] પ્રેમથી બ્રાહ્મણનું ધન ખાધું હોય તો તે સાત કુળને બાળી નાંખીને ભસ્મ કરે છે. અને બલાત્કારથી અથવા તો ચોરી કરીને બ્રાહ્મણનું ધન ખાધું હોય તો ચંદ્ર તથા તારાઓ રહે છે, ત્યાં સૂધી તેના કુલને બાળીને ભસ્મ કરી નાંખે છે.[૩૮] પુરુષ લોઢાના તથા પત્થરના ભુકાને અને ઝેરને પણ પચાવી શકે છે, પરંતુ બ્રાહ્મણના ધનને ત્રણ લોકમાં કયો પુરુષ પચાવે છે![૩૯] બ્રાહ્મણના ધનથી પુષ્ટ થયેલાં વાહનો તથા સૈન્યો યુદ્ધને સમયે રેતીની બાંધેલી પાજની પેઠે નાશ પામે છે.[૪૦] દેવતાના ધનનો ઉપભોગ કરવાથી અને બ્રાહ્મણોનું ધન હરણ કરવાથી તથા બ્રાહ્મણોનું અપમાન કરવાથી ઉંચાં કુળ હલકાં પડી જાય છે.[૪૧]

વેદ તથા શાસ્ત્ર વિશે પરાયણ એવા પોતાના આશ્રિતનો ત્યાગ કરીને બીજાઓને દાન આપવામાં આવે છે તેનું નામ બ્રાહ્મણનું અપમાન સમજવું.[૪૨] જે બ્રાહ્મણ વેદ ભણ્યો ન હોય તેવા બ્રાહ્મણને દાન દેવું નહિ એનું નામ બ્રાહ્મણનું અપમાન સમજવું નહિ. બળતા અગ્નિનો ત્યાગ કરીને રાખમાં કોઇ હોમ કરતું નથી.[૪૩] હે ગરુડ ! બ્રાહ્મણોનું અપમાન કરવાથી અનુક્રમે નરકોનો ઉપભોગ કરવામાં આવે છે અને પછી દાતા જ જન્માંધ તથા દરિદ્ર થતો નથી પરંતુ યાચનાકર્તા પણ એ ફળને ભોગવે છે.[૪૪] જે પુરુષ પોતાની આપેલી અથવા તો પારકાએ આપેલી પૃથ્વી પાછી ખુંચવી લે છે, તે પુરુષ મરણ પછી નરકમાં સાઠ હજાર વર્ષ સૂધી કીડો થઇને અવતરે છે.[૪૫] જે પુરુષ પોતે ધન ભૂમિ વગેરેનું દાન આપીને પંડે જ પાછું હરણ કરી લે છે તે પાપી પ્રાણી માત્રનો પ્રલય થતાં સૂધી નરકમાં પડ્યો રહે છે.[૪૬] બ્રાહ્મણને આજીવિકા તથા ભૂમિનું દાન આપ્યા પછી તેને પ્રયત્નપૂર્વક નભાવવું. જે પુરુષ આજીવિકા અથવા તો દાન પાછું હરણ કરી લે છે તે પુરુષ પાંગળો કુતરો થઇને અવતરે છે.[૪૭] બ્રાહ્મણને આજીવિકા બાંધી આપવામાં એક લાખ ગાયના દાનનું ફળ મળે છે. અને બ્રાહ્મણની આજીવિકા હરણ કરવાથી મર્કટ, કુતરો અથવા તો વાંદરો જન્મે છે.[૪૮] હે ગરુડ ! આ રીતે જગતને વિશે પ્રાણીઓને પોતાના કર્માનુસાર અનેક યોનિમાં અવતાર લેવો પડે છે.[૪૯] આ રીતે પાપ કર્મ કરનારા નરકનાં દુઃખો ભોગવીને છેવટે કહેલી યોનિઓમાં અવતાર ધારણ કરે છે.[૫૦] હજારો જન્મ સૂધી પશુનું શરીર ધારણ કરીને ભાર ઉપાડવા વગેરે અનેક દુઃખોને ભોગવે છે.[૫૧] તે પછી વરસાદ, તાઢ, અને તડકાનાં દુઃખો જેમાં ભોગવવાં પડે છે એવાં પક્ષીની યોનિમાં અવતાર આવે છે અને તે પછી શુભ તથા અશુભ સરખા થાય છે એટલે મનુષ્યની જાતિમાં અવતાર લે છે.[૫૨] સ્ત્રી તથા પુરુષના સમા-

ગમથી ગર્ભાદિકથી લઇને મરણ પર્યંત દુઃખ ભોગવીને છેવટે મરણ પામે છે.[૫૩] જન્મ અને મરણ સર્વે પ્રાણીઓને ભોગવવાં પડે છે. અને એ પ્રમાણે ચાર પ્રકારના પ્રાણીઓનું સંસારચક્ર ચાલી રહ્યું છે.[૫૪] કર્મની પાશથી બંધાયલાં મનુષ્યો મારી માયાને લીધે ઘટીયંત્રની પેઠે કોઈ દિવસ ભૂમિ ઉપર અને કોઈ દિવસ નરકમાં એમ ભટક્યા કરે છે.[૫૫] મનુષ્ય દાન નહિ આપવાથી દરિદ્રી થાય છે, દરિદ્રી થવાથી પાપ કર્મ કરે છે પાપના પ્રભાવથી નરકમાં પડે છે અને નરકમાંથી આવ્યા પછી પાછો દરિદ્રી અને પાપી અવતરે છે.[૫૬] કરેલું શુભ અથવા તો અશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. કરેલું કર્મ ભોગવ્યા વગર કરોડો કલ્પે પણ નાશ પામતું નથી.[૫૭]

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तंक्षीयतेकर्मकल्पकोटिशतैरपि ॥ ५७ ॥

——:o:——

## અધ્યાય ૬ ઠ્ઠો.

## પાપીઓને પડતાં જન્માદિકનાં દુઃખો.

॥ गरुड उवाच ॥ कथमुत्पद्यतेमातुर्जठरेनरकागतः ।
गर्भादिदुःखंयद्भुंक्तेतन्मेकथयकेशव ॥ १ ॥

ગરુડ પુછે છે;–હે કેશવ ભગવન્ ! નરકમાંથી માતાના ઉદરમાં પ્રાણી કેવી રીતે જન્મે છે, અને ગર્ભાદિકનાં દુઃખ કેવી રીતે ભોગવે છે, તે મને કહો.[૧]

વિષ્ણુ કહે છે;–સ્ત્રી તથા પુરુષ પરસ્પર સમાગમ કરે છે, એટલે તેઓનાં વીર્ય તથા રુધિર એકઠાં મળે છે અને તેથી પ્રજા ઉત્પન્ન થાય છે,

એ કથા હું તને કહું છું.[2] ઋતુના ત્રણ દિવસોમાં ઇંદ્રની બ્રહ્મહત્યા સ્ત્રીના શરીરમાં રહે છે, માટે એ ત્રણ દિવસોમાં પાપી પુરુષોના શરીરની ઉત્પત્તિ થાય છે.[3] અડકાવને પહેલે દિવસે સ્ત્રી ચંડાલિની કહેવાય છે, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારી ગણાય છે અને ત્રીજે દિવસે ધોબણ ગણાય છે. આ ત્રણ દિવસોમાં નારકી જીવોનો જન્મ થાય છે.[4] પ્રાણી પૂર્વજન્મમાં કરેલાં કર્માનુસાર દેહ ધારણ કરવા માટે સ્ત્રીના પેટને વિષે પુરુષના વીર્યના બિંદુરૂપે પ્રવેશ કરે છે.[5] એક રાત્રીમાં વીર્ય રકતની સાથે મળી કીચડ થાય છે, પાંચ રાત્રિમાં ગોળ થાય છે, દશ દિવસમાં કઠિન બોર જેવું થાય છે, પછી માંસના પિંડનો આકાર થાય છે.[6] મહિના પછી એ ગર્ભને મસ્તક થાય છે, બે મહિના પછી હાથ વગરે શરીરના ભાગ થાય છે, નખ, રુવાડાં, હાડકાં, ચામડાં, લિંગ, અને ગુદા એ ત્રણ મહિને થાય છે.[7] ચોથે મહિને સાત ધાતુઓની ઉત્પત્તિ થાય છે. પાંચમે મહિને ક્ષુધા તથા તૃષા ઉત્પન્ન થાય છે. છઠ્ઠે મહિને જરાયુથી વિંટાય છે. અને જમણી બાજુના પેટમાં હરફર કરે છે.[8] માએ ખાધેલાં અન્ન તથા પાનાદિકથી તેનું શરીર તથા ધાતુ પુષ્ટ થાય છે અને સુવાને અયોગ્ય એવા નરક અને મૂત્રના ખાડામાં તે પ્રાણી સુવે છે.[9] તેનું શરીર અત્યંત સુકુમાર હોય છે. તેથી ત્યાં રહેનારા કીડાઓ કે જે અત્યંત ભુખ્યા હોય છે, તેઓ ક્ષણે ક્ષણે તેનાં શરીરને બટકાં ભરે છે. તેથી પ્રાણીને ઘણું દુઃખ થાય છે, અને તેને મૂર્છા આવે છે.[10] મા કડવા, તીખા, ઉષ્ણ, ખારા, રૂક્ષ, અને ખાટા પદાર્થો ખાય છે, તેથી તેના સર્વ અંગને વિશે વેદના થાય છે. અને તે બહારના ભાગમાં આંતરડાંઓથી તથા ઓળથી વિંટાયલો હોય છે.[11] એ સમયે પ્રાણી પોતાનાં મસ્તકને પોતાના પેટને વિશે ઘાલી, પીઠ તથા મસ્તકને વાંકાં વાળીને ગર્ભમાં પડ્યો રહે છે અને પાંજરામાં પૂરેલા

પક્ષીની પેઠે પોતાનાં શરીરને હલાવી ચલાવી શકતો નથી[૧૨] આવા દુઃખકારક ગર્ભમાં દૈવયોગથી તે જીવને સો જન્મની સ્મૃતિ પ્રાપ્ત થાય છે, એટલે તે પોતાના દુઃખોને સંભારીને અત્યંત શ્વાસ લે છે અને તેને જરા પણ સુખ મળતું નથી.[૧૩] ઉદરમાં આત્માનાં દર્શન કરનારો ભયભીત થઈ ગયેલો અને સાત ધાતુથી બંધાયલો જીવ જેણે પોતાને ઉદરમાં નાંખેલો છે એવા ઈશ્વરની બે હાથ જોડીને ગળગળી વાણીથી પ્રાર્થના કરે છે.[૧૪] જીવને સાતમે મહીનેથી જ જ્ઞાન પ્રાપ્ત થાય છે, છતાં પણ તે કંપ્યા કરે છે અને પ્રસૂતિના પવનવડે વિષ્ઠાનો કીડો જેમ એક ઠેકાણે રહેતો નથી તેમ એક ઠેકાણે રહેતો નથી, પરંતુ ગર્ભમાં આડો અવળો ફર્યા કરે છે.[૧૫]

જીવ સ્તુતિ કરે છે;–લક્ષ્મીના પતિ, જગતના આધાર, અશુભનો નાશ કરનારા, શરણાગત વત્સલ એવા વિષ્ણુને હું શરણે જાઉં છું.[૧૬] હે નાથ! હું તમારી માયાથી મોહિત થઇને દેહ વિશે તથા પુત્ર અને સ્ત્રીની વિશે હું તથા મારું એવું અભિમાન કરવાથી સંસારમાં અવતર્યો છું.[૧૭] મેં કુટુંબને માટે શુભ તથા અશુભ કર્મ કર્યાં છે, પરંતુ ફળના ભોક્તા તો સર્વ ચાલ્યા ગયા.[૧૮] અને એ અશુભ કર્મ કરવાથી હું એકલો અત્યારે બળું છું. માટે હવે હું માના ગર્ભમાંથી જેવો બહાર નિકળીશ કે આપનાં ચરણનું સ્મરણ કરીશ અને મુક્તિ મળે એવા ઉપાય કરીશ.[૧૯] હું વિષ્ઠાના અને મૂત્રના કુવામાં પડ્યો છું અને જઠરાગ્નિથી બળ્યા કરૂંછું તેથી ઇચ્છું છું કે આ નરકના કુંડમાંથી કયારે બહાર નિકળીશ.[૨૦] જે દીનદયાળુ પરમાત્માએ મને આવું જ્ઞાન આપ્યું છે તેને જ શરણે જાઉં કે ફરીને મને સંસારમાં આવવું પડે નહિ.[૨૧] હું ગર્ભમાંથી કોઇ પણ દિવસ બહાર નિકળવાની ઈચ્છા રાખતો નથી. કારણ કે ગર્ભમાંથી બહાર નિકળ્યા પછી, પાપકર્મથી મારી દુર્ગતિ થાય.[૨૨] એટલા

માટે હું આ મહાન્ દુઃખમાં પડયો છું, તોપણ મને તેનું દુઃખ લાગતું નથી અને હું અહીં જ રહ્યો રહ્યો તમારાં ચરણનો આશ્રય કરીને મારા આત્માનો સંસારમાંથી ઉદ્ધાર કરીશ.[૩૨]

શ્રીભગવાન્ કહે છેઃ—ગર્ભમાં રહેલા જીવને આવી બુદ્ધિ થાય છે, અને તે પરમાત્માનાં દર્શન કરીને તેની સ્તુતિ કરતાં કરતાં દશ મહિનાનો થાય છે. એટલે પ્રસવ કાલનો વાયુ તેને તુરત યોનિમાં બહાર કાઢવા માટે નીચેના ભાગમાં ફેંકે છે.[૨૪] જીવને જેવો પ્રસૂતિકાળના પવનનો સ્પર્શ થાય છે કે તે જ વખતે નીચે મસ્તક કરી, દુઃખી થઇને યોનિની બહાર નિકળી પડે છે. આ વખતે તેનો શ્વાસ રોકાઇ જાય છે અને તેનું સ્મૃતિજ્ઞાન પણ નાશ પામે છે અર્થાત્ તે ભાન વિનાનો થઇ જાય છે.[૨૫] અને તે વખતે પૃથ્વીપર પડેલા વિષ્ઠા અને મૂત્રમાં જેમ કીડો આળોટે તેમ વિષ્ઠા તથા મૂત્રમાં આળોટે છે અને વિપરીત દશાને પ્રાપ્ત થઇને બેભાન થયા પછી જીવ ઉંવા ઉંવા કરીને રડવા માંડે છે.[૨૬] ગર્ભને વિશે, વ્યાધિ વખતે, શ્મશાનમાં અને પુરાણ શ્રવણ કરતી વખતે જે બુદ્ધિ થાય છે તે બુદ્ધિ જો હમેશાં સ્થિર થઇને રહે છે, તો કયો પુરુષ બંધનમાંથી મુક્ત ન થાય?[૨૭] જીવ કર્મનો ભોગ કરીને જ્યારે ગર્ભમાંથી બહાર નિકળે છે ત્યારે જ વિષ્ણુની માયા તેને મોહિત કરે છે.[૨૮] અને પરાધીન થયેલો જીવ જ્યારે માયાને વશ થાય છે ત્યારે કંઇ પણ બોલી શકતો નથી. પરંતુ પરાધીનપણાથી બાળક વગેરે અવસ્થાનાં દુઃખ ભોગવે છે.[૨૯] પારકી ઇચ્છાને નહિ જાણનારા મનુષ્ય તેનું પોષણ કરે છે અને પોતાના મનને ગમતા ઉપચારો છતાં પણ પંડે ઉપચાર કરનારાઓને ના કહી શકતો નથી.[૩૦] નરક તથા મૂત્ર વગેરેથી અપવિત્ર થયેલી શય્યામાં સુઇ રહે છે, ત્યાં મચ્છર અને માકડ તેને કરડે છે, શરીરમાં ખરજ આવે છે પણ તેને ખજવાળી શકતો નથી.[૩૧] અને જ્ઞાનરહિત થયેલા તથા

રડતા એક કીડાને જેમ બીજો કીડો બટકાં ભરે તેમ ડાંસ, માકડો, મચ્છરો અને લીખો જ્ઞાન રહિત થયેલા બાળકની સુકુમાર ચામડીને બટકાં ભરે છે તેથી બાળક ચીસો પાડે છે.[૩૨] આ રીતે પાંચવર્ષ સુધી બાલ્યાવસ્થાનું દુઃખ ભોગવીને પછી પૌગંડ અવસ્થાને ભોગવે છે. અને તે પછી યૌવન અવસ્થામાં આવીને આસુરી સંપત્તિને પ્રાપ્ત કરે છે.[૩૩] તે સમયે દુષ્ટ વ્યસનોમાં આસક્ત થઇ જાય છે, નીચોના સંગમાં પરાયણ રહે છે, શાસ્ત્ર અને સત્યપુરુષોનો દ્વેષ કરે છે. અને કામથી લંપટ બની જાય છે.[૩૪] જેણે ઇન્દ્રિયોને જિતી નથી એવા જીવ દેવની માયારૂપ સ્ત્રીને જોઇને એના હાવભાવથી લોભાઇ જઇને અંધતમ નામના નરકમાં પડે છે, પતંગીયો જેમ અગ્નિમાં પડે છે તેમ.[૩૫] મૃગ, હાથી, પતંગીયો, ભમરો, અને મીન (માછલું) એ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોથી નાશ પામે છે. જેમ કે હરિણ વાંસળીના શબ્દથી મોહિત થઇને, હાથી હાથણીનો સ્પર્શ કરીને, પતંગ દીવાની જ્યોત જોઇને, ભમરો ગંધ લઇને, માછલું આંકડ ઉપર લગાડેલી ગોળની ગોળીનો રસ લઇને, આ રીતે એક એક પ્રાણી એક એક ઇન્દ્રિયના રસનો સ્વાદ લઇને નાશ પામે છે. તો પછી પ્રમાદી એવો મનુષ્ય પાંચ ઇન્દ્રિયોથી પાંચ વિષયોનું સેવન કરે છે, તે શા માટે નાશ પામે નહિ?[૩૬-૩૭] કામી પુરુષની ઇષ્ટ કામના પૂર્ણ થતી નથી ત્યારે તેના ક્રોધમાં વધારો થાય છે, તે શોક કરવા માંડે છે, અને પછી દેહાભિમાની થઇને પોતાનો નાશ કરવા માટે કામીઓની સાથે વૈર કરે છે. અને વધારે બળવાનને હાથે માર્યો જાય છે. જેમ બળવાન્ હાથી નાના હાથીને મારી નાંખે છે તેમ.[૩૮] જે મનુષ્ય આ રીતે વિષયાસક્તિથી પોતાના અત્યંત દુર્લભ એવા મનુષ્ય જન્મનો નાશ કરે છે એના કરતાં વિશેષ મૂર્ખ કોને જાણવો?[૩૯] હે ગરુડ! પૃથ્વીપર સેંકડો જાતિઓમાં જન્મ થાય છે,

તેમાં પણ મનુષ્ય જન્મ દુર્લભ છે અને તેમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્યની જાતિમાં જન્મ થવો એ અત્યંત દુર્લભ છે. જે પ્રાણી ઉત્તમ જાતિમાં જન્મ લઇને ધર્મનું રક્ષણ કરતો નથી, પરંતુ ઇંદ્રિયોનું લાલન પાલન કરે છે તે હાથમાં આવેલા અમૃતને પ્રમાદથી ઢોળી નાંખે છે.[૪૦] આ રીતે જુવાની અવસ્થામાં વિષય ભોગવીને વૃદ્ધ થાય છે અને મહા રોગથી વ્યાકુળ થઇને પીડા પામે છે અને પ્રથમની પેઠે મરણ પામીને મહા દુઃખકારક એવાં નરકમાં પડે છે.[૪૧] આ રીતે નરકમાં પડવું, ત્યાંથી પાછું પૃથ્વીપર અવતરવું, વગેરે કર્મની પાશોથી બંધાયેલ પાપીઓ મારી માયાથી એવા તો મોહિત થઈ જાય છે કે, તેઓને વિષયો ઉપર કોઇ પણ દિવસ વૈરાગ્ય આવતો નથી.[૪૨] હે ગરુડ જેઓને અંતકાળ સમયે અંત્યેષ્ટિ નામનાં કર્મ કરવામાં આવતાં નથી એવા નરકના જીવોની ગતિ તને મેં કહી સંભળાવી. હવે ફરીને તને શું સાંભળવાની ઇચ્છા છે?[૪૩]

इतितेकथितातार्क्ष्यपापिनानारकीगतिः ।
अंत्येष्टिकर्महीनानां किंभूयःश्रोतुमिच्छसि ॥ ४३ ॥

——:o:——

## અધ્યાય ૭ મો.

### બભ્રુવાહન અને પ્રેતનો સંવાદ.

॥ सूतउवाच ॥ इतिश्रुत्वातुगरुडःकंपितोऽश्वत्थपत्रवत् ।
जनानामुपकारार्थंपुनःपप्रच्छकेशवम् ॥ १ ॥

સૂત કહે છે;—હે શૌનકાદિક ઋષિઓ! ગરુડ નરકોના જીવોનું દુઃખ સાંભળીને પિંપળાના પાંદડાની પેઠે કંપી ઉઠયા, અને મનુષ્યોના ઉપકાર માટે ફરી કેશવને પ્રશ્ન પૂછવા લાગ્યા.[૧]

ગરુડ પૂછે છેઃ—મનુષ્ય, પ્રમાદથી કે બુદ્ધિપૂર્વક પાપકર્મો કર્યાં પછી કયા ઉપાયોથી યમના દુઃખોને ભોગવે નહિ, તે મને કહો.[૨] હે માધવ! હે મહારાજ! દીન બુદ્ધિવાળા પ્રાણીઓ સંસારરૂપી સમુદ્રમાં ડૂબી ગયા હોય છે, અને તેઓની બુદ્ધિ પણ પાપથી હણાયલી હોય છે તથા વિષયોમાં તેઓ રચ્યા પચ્યા રહે છે. આવા પ્રાણીઓના ઉદ્ધારને માટે પુરાણોમાંથી આપ નિશ્ચય કરીને ઉપાય બતાવો કે, જે ઉપાય કરીને મનુષ્યો સદ્‌ગતિને પામે.[૩-૪]

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ગરુડ! તમે મનુષ્યોના કલ્યાણની વાત ઠીક પૂછી. હું તમને મનુષ્યોના કલ્યાણનો ઉપાય કહું, તે તમે સાવધાન થઇને સંપૂર્ણ રીતે સાંભળો.[૫] હે ગરુડ! પ્રથમ મેં તને પુત્રવિનાની અને પાપીઓની દુર્ગતિ કહી. પુત્રવાળા અને ધર્માત્માઓની કોઈ પણ દિવસ દુર્ગતિ થતી નથી.[૬] જો કોઇ પણ કર્મના દોષથી પુત્રની પ્રાપ્તિ થતી ન હોય તો પુત્રની પ્રાપ્તિ માટે ઉપાય કરવા.[૭] હરિવંશની કથા સાંભળવી, અથવા તો શતચંડીનું વિધાન કરવું, અથવા તો ભક્તિથી શ્રી શિવનું આરાધન કરવું વગેરે ઉપાયોથી બુદ્ધિમાન્ પુરુષે પુત્ર ઉત્પન્ન કરવો.[૮] પુત્ર પું નામના નરકમાંથી પિતાનો ઉદ્ધાર કરે છે, તેથી સાક્ષાત્ બ્રહ્માએ પુત્ર એવું નામ પુત્રનું પાડયું છે.[૯] એક પણ ધર્માત્મા પુત્ર સર્વ કુળને તારી દે છે અને પુત્રોદ્વારા પરલોકોને પણ મેળવે છે, આવી સનાતન શ્રુતિ છે.[૧૦] આ રીતે વેદોમાં પુત્રનું ઉત્તમ માહાત્મ્ય કહ્યું છે, માટે પિતા પુત્રનું મુખ જોઇને પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે.[૧૧] પુત્રના શરીરનો સ્પર્શ કરીને મનુષ્ય ત્રણે ઋણમાંથી મુક્ત થાય છે. આ રીતે પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રોવડે યમના લોકોને ઉલ્લંઘન કરીને સ્વર્ગમાં જાય છે.[૧૨] બ્રહ્મવિધિથી પરણેલી સ્ત્રીનો પુત્ર સ્વર્ગાદિક લોકમાં લઇ જાય છે, અને પોતાની ઇચ્છાથી ગ્રહણ કરેલી સ્ત્રીને પુત્ર નરકમાં નાંખે છે. આમ

જાણીને હે ગરુડ! હીન જાતિની કન્યા સાથે પરણવું નહિ.[૧૩] પોતાની જાતના પુરુષથી પોતાની જાતની સ્ત્રીને વિષે જે પુત્ર ઉત્પન્ન થાય છે તે પુત્ર, હે ગરુડ! ઔરસ કહેવાય છે. તેઓ જ શ્રાદ્ધ કરે છે, તો પિતૃઓને સ્વર્ગ મળે છે.[૧૪] પુત્ર શ્રાદ્ધ કરે તો પિતૃઓ સ્વર્ગમાં જાય એમાં તો શું જ કહેવાનું. પરંતુ બીજાઓથી કરેલા શ્રાદ્ધવડે પણ પ્રેત સ્વર્ગમાં જાય છે, એ કથા તમે સાંભળો.[૧૫] આ વિષયમાં એક પુરાતની ઇતિહાસ કહેવામાં આવે છે, જેમાં ઉત્તર ક્રિયા કરવાનું પરમ માહાત્મ્ય વર્ણવ્યું છે.[૧૬] હે ગરુડ! પૂર્વે ત્રેતાયુગમાં બભ્રુવાહન નામનો એક રાજા હતો. એ બળવાન્ રાજા મહોદય નામના સુંદર નગરમાં રાજ્ય કરતો હતો.[૧૭] તે રાજા યજ્ઞ કરનારો, સંપત્તિવાન્, બ્રાહ્મણોનું રક્ષણ કરનારો, સાધુ પુરુષો ઉપર વત્સલતા રાખનારો, શીલ તથા આચાર સંપન્ન, દયા અને દાક્ષિણ્ય યુક્ત હતો.[૧૮] તે રાજા પોતાની પ્રજાનું ઔરસ પુત્રની પેઠે ધર્મથી પાલન કરતો હતો. નિત્ય ક્ષત્રિય ધર્મમાં પરાયણ રહેતો હતો. દંડ કરવા યોગ્ય પુરુષોનો દંડ કરતો હતો.[૧૯] તે મહા બાહુવાળો રાજા એક દિવસ સેના સાથે મૃગયા કરવાને ગહન વનમાં પેઠો. તે વન અનેક વૃક્ષોથી ભરપૂર હતું.[૨૦] અનેક મૃગોથી ભરપૂર હતું અને અનેક પક્ષીઓથી ગાજી રહેલું હતું. તે સમયે રાજાએ વનમાં દૂરથી એક મૃગને દીઠું એટલે રાજાએ દૃઢ એવું બાણ મારીને તે મૃગને અત્યંત વિંધી નાંખ્યું. મૃગ પણ બાણને લઇને તે વનમાં અદૃશ્ય થઈ ગયું.[૨૧-૨૨] પછી રાજા લોહીથી ભીંજાયલા માર્ગે થઇને તે મૃગની પાછળ દોડયો. અને દોડતાં દોડતાં બીજા વનમાં પેઠો.[૨૩] ત્યાં પરિશ્રમ અને ભુખથી રાજા થાકી ગયો અને તડકાના તાપથી મૂર્છિત થઇ ગયો, તે પછી એક જળાશયની પાસે ગયો અને ઘોડા સાથે તે જળાશયમાં ઉતરીને કમળના ગંધાદિકથી સુગંધી એવું જલાશયનું પાણી પીધું અને પરિશ્રમથી

રહિત થઇને રાજા બભ્રુવાહન, જળાશયમાંથી બહાર નિકળ્યો.[૨૪-૨૫] અને જુવે છે તો એક વડનું ઝાડ દીઠું. તની છાયા શીતળ અને મનોહર હતી. તે મોટી ડાળીઓથી વિસ્તારવાળો અને પક્ષીઓના સમુદાયથી ગાજી રહેલો હતો..[૨૬] આ વડ તે વનમાં એક મહાન્ ધ્વજદંડની પેઠે ઉભો હતો. તે રાજા તે વડના મૂલ નીચે જઇને બેઠો.[૨૭] થોડી વાર પછી તેને એક પ્રેતનાં દર્શન થયાં. આ પ્રેતની ઇંદ્રિયો ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ હતી, તેના માથાના કેશ ઉંચા હતા, શરીરે મલીન, કુબડો તથા માંસ વિનાનો હતો અને તેનો દેખાવ ભયંકર હતો.[૨૮] બભ્રુવાહન રાજા તે ભયંકર અને ઘોર પ્રેતને જોઇને વિસ્યમ પામ્યો અને ભયંકર વગડામાં રાજાને આવેલો જોઇને તે પ્રેતના મનમાં પણ આશ્ચર્ય થયું અને હે ગરુડ ! તે પ્રેતે રાજાની પાસે આવીને તેને કહ્યું;[૨૯-૩૦] હું તમારાં દર્શન કરીને પ્રેતપણામાંથી છૂટો થઇને પરમગતિને પામ્યો છું અને હે મહાબાહુવાળા રાજા ! તમારા સમાગમથી ભાગ્યશાળી થયો છું.[૩૧]

રાજા પૂછે છે;—હે પ્રેત ! તને કયા કર્મના વિપાકથી કાળા રંગનું ભયંકર મુખનું ઘણું અમંગળ તથા ભયંકર દેખાવનું પ્રેતપણું પ્રાપ્ત થયું છે ?[૩૨] હે તાત ! તું પ્રેતપણાનું સર્વ કારણ મને કહી બતાવ. તું કોણ છે ? અને કયા દાનથી તારું પ્રેતપણું દૂર થાય, તે કહે.[૩૩]

પ્રેત કહે છે;—હે શ્રેષ્ઠ રાજા ! હું કયા કારણથી પ્રેત થયો છું, એ સર્વ આરંભથી તમને કહું છું. તમે પ્રેતપણાનું કારણ સાંભળીને મારા ઉપર દયા કરવાને યોગ્ય છો.[૩૪] પૂર્વે વૈદિશ નામનું એક નગર હતું, તેમાં સર્વ જાતની સંપત્તિ ભરેલી હતી, અનેક દેશોની તે રાજધાની હતું, અનેક રત્નોથી ભરપૂર હતું, હવેલીઓ અને પ્રાસાદોની શોભાથી ભરપૂર હતું અનેક જાતના ધર્મે ત્યાં વર્તાતા હતા, ત્યાં હું રહેતો અને નિત્ય દેવતાઓનું પૂજન કરવામાં પરાયણ રહેતો હતો.[૩૫-૩૬] હું જાતે વાણીઓ

અને મારું નામ સુદેવ હતું. મેં યજ્ઞોથી દેવોને અને શ્રાદ્ધોથી પિતૃઓને તૃપ્ત કર્યાં હતા.[૩૭] વળી મેં અનેક જાતનાં દાનો દઇને બ્રાહ્મણોને સંતોષ્યા હતા. ગરીબોને, આંધળાઓને અને કૃપણોને પણ અનેક જાતનાં અન્ન આપ્યાં હતાં.[૩૮] પરંતુ દૈવયોગથી એ સર્વ નિષ્ફળ થયું હતું. મારું પુણ્ય નિષ્ફળ શા માટે થયું, તેનું કારણ હું તમને કહું તે તમે સાંભળો.[૩૯] મારે ઘેર સંતાન ન હતું, તેમ મારો સ્નેહી કે ભાઇ કોઇ ન હતું. તેમ મારો કોઇ તેવો મિત્ર પણ ન હતો કે જે મારી ઉત્તર ક્રિયા કરે.[૪૦] હે મહારાજ! જેની પાછળ સોળ માસિક શ્રાદ્ધ કરવામાં આવતાં નથી તે મનુષ્ય પ્રેતપણામાંથી છૂટતો નથી. પછી તેની પાછળ ભલે સો શ્રાદ્ધ કરવામાં આવે.[૪૧] માટે હે રાજા! તમે મારી પાછળ મારી ઉત્તર ક્રિયા કરીને મારો ઉદ્ધાર કરો. કારણ કે જગતમાં જેનું કોઇ સંબંધી ન હોય તેનો સંબંધી રાજા કહેવાય છે.[૪૨] માટે હે રાજેંદ્ર! હું તમને મણિઓ અને રત્નો આપું, તેમાંથી તમે મારી પાછળ સર્વે માસિકો સારીને મારી સદ્ગતિ થાય અને પ્રેતની યોનિમાંથી મારો ઉદ્ધાર થાય એવી રીતે મારી ઉત્તર ક્રિયા તથા શ્રાદ્ધ કરીને મારો ઉદ્ધાર કરો.[૪૩] હે શૂરવીર રાજા! તમે જો મારું પ્રિય કરવાની ઇચ્છા કરતા હો તો મારો પ્રેતપણામાંથી ઉદ્ધાર કરો. કારણ કે ક્ષુધા, તૃષા, વગેરે દુઃખોને લીધે હું હવે પ્રેતપણાને સહન કરી શકતો નથી.[૪૪] આ વનને વિષે સ્વાદિષ્ટ ને શીતલ પાણી તથા મીઠાં ફળ છે. હું ભુખથી અને તરસથી પીડા પામુ છું છતાં કોઇ પણ વાર ફળ ખાઇ શકતો નથી. અને તૃષાથી પીડાઉં છું, છતાં પાણી પી શકતો નથી.[૪૫] માટે હે રાજા! મારી પાછળ નારાયણ બલિ તથા વૈદિક મંત્રોથી મારી સર્વે ઉત્તર ક્રિયા કરવામાં આવે તો મારું પ્રેતપણું અવશ્ય દૂર થાય. મારા સાંભળવવામાં આવ્યું છે કે, વેદના મંત્રો, તપ, દાન, સર્વ પ્રાણીઓના ઉપર દયા, ઉત્તમ પ્રકારનાં શાસ્ત્રોનું શ્રવણ, વિષ્ણુનું

પૂજન, સજ્જન પુરુષોની સંગત, આ સર્વ પ્રેતયોનિનો નાશ કરે છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે.[૪૬-૪૮] માટે હે રાજા! હવે હું તમને પ્રેતપણાનો નાશ કરનારી વિષ્ણુની પૂજાનો વિધિ કહું છું. હે રાજા! ન્યાયથી બે સોનામહોર મેળવવી અને તેની એક નારાયણની પ્રતિમા બનાવવી. તે નારાયણની મૂર્તિને અનેક જાતનાં સુગંધી જળથી નવરાવી પીતપીતાંબર પહેરાવવાં, સર્વે જાતનાં આભૂષણો પહેરાવવાં અને પછી તે મૂર્તિને સિંહાસન ઉપર પધરાવીને તેની પૂજા કરવી.[૪૯-૫૦] એ મૂર્તિમાં પૂર્વ તરફ શ્રીધર ભગવાનની પૂજા કરવી, દક્ષિણમાં મધુસૂદન ભગવાનની પૂજા કરવી, પશ્ચિમમાં વામન ભગવાનની ને ઉત્તરમાં ગદાધર ભગવાનની પૂજા કરવી.[૫૧] મધ્ય ભાગમાં બ્રહ્માની તથા મહાદેવની વિધિપૂર્વક ચંદન, અક્ષત અને પુષ્પાદિકથી પૂજા કરવી.[૫૨] તે પછી તેને પ્રદક્ષિણા કરવી, અગ્નિમાં હોમ કરીને દેવોને તૃપ્ત કરવા. ઘી, દહીં, અને દૂધથી વિશ્વદેવતાને તૃપ્ત કરવા.[૫૩] તે પછી સ્નાન કરવું, નમ્રતા તથા સાવધાની સાથે યજમાને નારાયણની આગળ વિધિપૂર્વક પોતાની ઉત્તર ક્રિયા કરવી.[૫૪] એ શ્રાદ્ધ ક્રિયા શાસ્ત્રાનુસાર ક્રોધ અને લોભનો ત્યાગ કરીને કરવી તથા નીલોત્સર્ગની ક્રિયા પણ કરવી એટલે નીલ પરણાવવી.[૫૫] બ્રાહ્મણની પાછળ તેર પદોનું દાન દેવું અને શય્યાનું દાન દઇને પ્રેતઘટ આપવો.[૫૬]

રાજા પૂછે છે;—હે પ્રેત! પ્રેતઘટ કેવી રીતે કરવો અને કઈ વિધિથી આપવો? એ વાત સર્વ લોકોના ઉપર દયા કરવા માટે પ્રેતને મુક્તિ આપનારા ઘટનું દાન મને કહો.[૫૭]

પ્રેત કહે છે;—હે મહારાજ! તમે સારો પ્રશ્ન કર્યો. જે દાન દેવાથી પ્રેતપણું નાશ પામે એવી કથા હું તમને કહું તે તમે સાંભળો.[૫૮] પ્રેત ઘટ નામનું દાન સર્વ પાપોનો નાશ કરનારું છે, સર્વ લોકોમાં દુર્લભ

છે અને દુર્ગતિનો નાશ કરનારું છે.[૫૯] સારી રીતે તાવીને શુદ્ધ કરેલાં સુવર્ણના બ્રહ્મા, શંકર, વિષ્ણુ અને લોકપાલ તથા એક ઘડો બનાવી, ઘી તથા દૂધથી ભરીને ભક્તિથી બ્રાહ્મણને નમસ્કાર કરીને આપવો, બીજાં સેંકડો દાન દેવાનું કંઈ પણ કારણ નથી.[૬૦] મધ્ય ભાગમાં બ્રહ્મા શંકર વગેરેની પૂજા કરવી ને પૂર્વાદિક દિશાઓમાં તથા ઘડાના કંઠમાં લોકપાલોની અનુક્રમે પૂજા કરવી.[૬૧]

હે રાજા! ધૂપ, પુષ્પ તથા ચંદનોવડે વિધિપૂર્વક પૂજા કરીને પછી દહી તથા ઘીથી ભરેલા સોનાના ઘડાનું દાન દેવું.[૬૨] એ દાન સર્વ દાનો કરતાં અધિક અને મહા પાપનો નાશ કરનારું છે. માટે હે રાજન્! પ્રેતભાવની નિવૃત્તિ કરવા માટે શ્રદ્ધાથી એ દાન કરવું.[૬૩]

શ્રી ભગવાન્ કહે છે;—હે ગરુડ! આ પ્રમાણે રાજા પ્રેતની સાથે વાત કરતો હતો, એટલામાં તેની પાછળ તેની સેના હાથી, ઘોડા, અને રથોની સાથે આવી.[૬૪] રાજાની સેના આવી એટલે પ્રેત રાજાને મહા મણિ અર્પણ કરીને નમસ્કાર કરીને ઉત્તર ક્રિયા કરવા માટે પ્રાર્થના કરીને અદૃશ્ય થઇ ગયો.[૬૫] રાજા પણ તે વનમાંથી બાહાર નિકળીને પોતાના નગર તરફ ગયો તથા ત્યાં આગળ પ્રેતના કહેવા પ્રમાણે તેની સર્વ ઉત્તર ક્રિયા વિધિથી કરી અને તેનું પુણ્ય પ્રેતને આપ્યું; તેથી પ્રેત પ્રેતપણામાંથી છૂટો થઇને સ્વર્ગમાં ગયો.[૬૬-૬૭] આ રીતે બીજાએ ઉત્તમ ક્રિયા કરવાથી પ્રેતની સદ્ગતિ થઇ તો પછી પુત્રે કરેલા શ્રાદ્ધથી પિતા સ્વર્ગમાં જાય તેમાં તો કહેવું જ શું?[૬૮] આ પવિત્ર ઇતિહાસ જે સાંભળે અથવા તો બીજાને સંભળાવે છે તે બન્ને જો પાપકર્મ કરનારા હોય છે તો પણ પ્રેતની ગતિને પામતા નથી.[૬૯]

**इतिहासमिमं पुण्यं शृणोति श्रावयेच्चयः ।**
**नतौ प्रेतत्वमायातः पापाचारयुतावपि ॥ ६९ ॥**

## અધ્યાય ૮ મો.

## મરણ સમયે કરવાનાં કર્મો તથા દાનો.

॥ गरुड उवाच ॥ आमुष्मिकीं क्रियां सर्वां वदस्वाकृतिनां मम ।
कर्तव्या सा यथा पुत्रैस्तथा च कथय प्रभो ॥ १ ॥

ગરુડ પૂછે છે;—હે કેશવ પ્રભુ! પુણ્યવંત પુરુષોએ મરણ સમયે આ લોકમાં શું શું કરવું, તથા તેના પુત્રોએ કઇ કઇ ક્રિયા કરવી, એ સર્વ ક્રિયા મને કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છે;—હે ગરુડ! મનુષ્યોના હિતને માટે તમે સારો પ્રશ્ન પૂછ્યો છે. ધાર્મિક પુરુષોએ કરવા યોગ્ય સર્વ કર્મ હું તમને કહું છું.[૨] પુણ્યવાન્ પુરુષે વૃદ્ધ વયમાં પોતાના શરીરને વ્યાધિવાળું જોઇને, પોતાના ગ્રહોને પ્રતિકુળ જોઇને તથા પ્રાણનો શબ્દ સાંભળવામાં આવે નહિ ત્યારે પોતાનું મરણ જાણી લઇને નિર્ભય થવું, તંદ્રાનો ત્યાગ કરવો અને જાણીતા તથા અજાણ્યા પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું.[૩-૪] અને પોતાના મરણનો સમય પાસે આવે એટલે શુદ્ધ જળથી સ્નાન કરવું, શાલિગ્રામની મૂર્તિની પૂજા કરવી,[૫] ગંધ, પુષ્પ, કેશર, તુલસીપત્ર, ધૂપ, દીપ તથા લાડુનું નૈવેદ્ય ધરીને પૂજન કરવું.[૬] તે પછી બ્રાહ્મણોને તે નૈવેદ્યમાંથી ભોજન કરાવીને દક્ષિણા આપવી અને અષ્ટાક્ષરી અથવા તો દ્વાદશાક્ષરી મંત્ર જપવો.[૭] વિષ્ણુસહસ્ર નામનો અથવા તો શિવસહસ્ર નામનો પાઠ કરવો અથવા તો સાંભળવો. કારણ કે શ્રી હરિનું નામ સાંભળવાથી મનુષ્યોનાં પાપ નાશ પામે છે.[૮] બાંધવોએ રોગીની પાસે આવીને શોક કરવો નહિ, પરંતુ મારાં પવિત્ર નામનું વારંવાર સ્મરણ અને ધ્યાન કરવું. મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, વામન, રામ, બળીરામ, શ્રીકૃષ્ણ, બુદ્ધ, કલ્કી આ દશ

નામ વિદ્વાનોએ વારંવાર સંભારવાં. જેઓ રોગીની પાસે આ દશ નામનું સ્મરણ કરે છે તે બાંધવો કહેવાય છે.[૯-૧૧] જે પુરુષ શ્રીકૃષ્ણ એવું માંગલિક નામ વાણીથી બોલ્યા કરે છે તે પુરુષનાં કરોડો મહા પાપ પણ તુરત ભસ્મ થઇ જાય છે.[૧૨] મરણ સમયે અજામિલે પોતાના પુત્ર નારાયણનું નામ લીધું હતું, તેથી તે સ્વર્ગમાં ગયો હતો. તો પછી શ્રદ્ધાથી જો નારાયણનું નામ લેવામાં આવે તો કહેવું જ શું?[૧૩] દુરાત્મા પુરુષો પણ શ્રીહરિનું સ્મરણ કરે છે, તો તેનાં પાપનો નાશ કરે છે. કારણ કે અગ્નિને ઇચ્છા વગર પણ જો અડકવામાં આવે છે તો તે અડનારાને બાળી દે છે.[૧૪] માટે હે ગરુડ! હરિના નામની પાપનો નાશ કરવામાં જેવી શક્તિ છે તેવી શક્તિ પાપીઓમાં પાપ કરવાની નથી.[૧૫] યમરાજા પોતાના દૂતોને કહે છે કે, હે દૂતો! તમે નાસ્તિક મનુષ્યોને મારી પાસે લાવજો, પણ શ્રીહરિનું નામ સ્મરણ કરનારાને મારી પાસે લાવશો મા.[૧૬] અચ્યુત, કેશવ, રામ, નારાયણ, કૃષ્ણ, દામોદર, વાસુદેવ, હરિ, શ્રીધર, માધવ, ગોપીકાવલ્લભ, જાનકીનાથ, રામચંદ્ર આ સર્વનું અમે ભજન કરીએ છીએ. એ રીતે જે ભગવાનનાં નામનું ભજન કરે છે,[૧૭] તથા કહે છે કે હે કમળનયન, હે વાસુદેવ, હે વિષ્ણુ, હે ધરણીધર, હે અચ્યુત, હે શંખચક્રપાણિ, આપ અમારું શરણ થાવ. આ પ્રમાણે જેઓ ભગવાનના નામનું રટણ કર્યાં કરે છે તે પાપરહિત પુરુષોને, હે દૂતો! તમે દૂરથી ત્યાગ કરજો.[૧૮] વળી રસને જાણનારા અને નિષ્કિંચન એવા પરમહંસોનાં મંડળોએ સેવેલાં શ્રીમુકુંદ ભગવાનના ચરણ કમળના રસથી જેઓ નિત્ય વિમુખ રહેતા હોય, તેઓને અને નરકના માર્ગમાં તૃષ્ણા રાખનારા પાપીઓને મારી પાસે પકડી લાવજો.[૧૯] વળી જેઓની જીભ ભગવાનના ગુણાનુવાદ અને નામ લેતી ન હોય, જેઓનું ચિત્ત ભગવાનનાં ચરણારવિંદનું સ્મરણ કરતું ન હોય, જેઓનું મસ્તક ભગવાનને કદી નમસ્કાર કરતું ન હોય, તથા જેઓ

ભગવાનની આરાધના કરતા ન હોય એવા દુષ્ટોને મારી પાસે લાવો.[૨૦] હે ગરુડ! વિષ્ણુના નામનું ઉચ્ચારણ જગતમાં મંગળકારક ગણાય છે અને મહા પાપોનું ખરું પ્રાયશ્ચિત્ત કહેવાય છે.[૨૧] જે મનુષ્ય નારાયણના નામથી વિમુખ રહે છે તેને પ્રાયશ્ચિત્તો પણ પવિત્ર કરતાં નથી. જેમ નદી મદ્યના ઘડાને પવિત્ર કરતી નથી તેમ.[૨૨] શ્રી કૃષ્ણનું નામ લેવાથી પાપીઓનાં પાપ દૂર થાય છે, અને તેઓ નરકનાં દર્શન કરતા નથી તેમ સ્વપ્નામાં પણ કોઇ દિવસ યમના કે તેના દૂતોનાં દર્શન કરતા નથી.[૨૩] માંસ, હાડકાને લોહીથી ભરેલો જે મનુષ્ય મરણ સમયે બ્રાહ્મણોને ગાયનું દાન દે છે તથા શ્રી કૃષ્ણનું સ્મરણ કરે છે તે પુરુષ વૈતરણીમાં પડતો નથી.[૨૪] માટે મરણ સમયે શ્રી મહા વિષ્ણુનાં પાપોનો નાશ કરનારા નામનું સ્મરણ કરવું અને ગીતાનો તથા વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરવો તથા સાંભળવો.[૨૫] મરણ સમયે એકાદશીના વ્રતનું પુણ્ય, ગીતા, ગંગાજળ, તુલસી પત્ર અને વિષ્ણુના ચરણનું જળ તથા વિષ્ણુનાં નામ મોક્ષ આપનાર થઈ પડે છે.[૨૬] તે પછી ઘીને સુવર્ણ સાથે અન્ન આપવાનો સંકલ્પ કરવો, અને વેદ ભણેલા બ્રાહ્મણને વાછરડા સાથે ગાયનું દાન દેવું.[૨૭] જે મનુષ્ય મરણ સમયે થોડું અથવા તો ઘણું દાન આપે છે તો તે દાન અક્ષય ફળ આપે છે. અને દાન કરનારો પુત્ર સુખ ભોગવે છે.[૨૮] અંતકાળ સમયે ઉત્તમ પુત્રે પિતામાતાને માટે સર્વ જાતનાં દાન દેવાં. ધર્મમાં કુશળ એવા પુરુષો એટલા માટે જ જગતમાં પુત્રની ઇચ્છા કરે છે.[૨૯] પિતા અર્ધી આંખો વીંચીને પૃથ્વીપર પડયો હોય ત્યારે તેના પુત્રોએ તેણે મળવેલા ધનઉપર તૃષ્ણા કરવી નહિ.[૩૦] ઉત્તમ પુત્ર જે દાન આપે છે, એ દાનના પ્રભાવથી તે જીવે છે ત્યાં સૂધી પરમ સુખી રહે છે અને પરલોકમાં જનારા માર્ગમાં આતુર સમયે કરેલાં દાનથી દુઃખી થતો નથી[૩૧] મરણ સમયે તથા ગ્રહણ સમયે એ બે સમયનાં

દાન શ્રેષ્ઠ ગણાય છે. માટે તલ વગેરે આઠ મહાદાન અવશ્ય આપવાં.[૩૨] તલ, લોઢું, સુવર્ણ, કપાસીયા, મીઠું, સાત જાતનાં ધાન્ય, પૃથ્વી અને ગાય આ એક એક દાનને પવિત્ર કહેલું છે.[૩૩] આ આઠ મહાદાન મોટાં પાપનો નાશ કરે છે. માટે અંતકાળે મરણ સમયે તેનાં દાન કરવાં. હવે તે દાનનાં ફળ કહું છું તે સાંભળો.[૩૪] મારા શરીરના પરસેવામાંથી ત્રણ જાતનાં પવિત્ર તલ ઉત્પન્ન થાય છે. માટે તેના દાનથી અસુરો, દાનવો અને દૈત્યો તૃપ્ત થાય છે.[૩૫] ધોળા, કાળા તથા તમાકુ રંગના તલનું દાન દેવાથી મન, વાણી અને કાયા એ ત્રણથી સંગ્રહ કરેલાં પાપનો નાશ કરે છે.[૩૬] પૃથ્વી ઉપર હાથ ધરીને લોઢાનું દાન દે છે તો યમ-રાજાની સીમામાં તથા તેના માર્ગમાં પુરુષ જતો નથી.[૩૭] કુવાડો, મુસલ, દંડ, તરવાર અને છરી આ યમના હાથમાં જે શસ્ત્ર છે તે પાપીઓને શિક્ષા કરવા માટે છે.[૩૮] એ યમ રાજાનાં શસ્ત્રોની પ્રસન્નતાને માટે જ દાન દેવાનું કહ્યું છે માટે યમ લોકમાં સુખ આપનારું દાન દેવું.[૩૯] ઉરણ, સ્યામસૂત્ર, શુંડામર્ક, ઉદુંબર, શેષંબલં એ યમના દૂતો લોઢાના દાનથી સુખ આપે છે.[૪૦] હે ગરુડ! પરમ ગુપ્ત દાનોમાં ઉત્તમ દાન તમે, સાંભળો. જે દાન દેવાથી ભુર્લોક, ભુવર્લોક અને સ્વર્ગ લોકના સર્વે રહે-વાસીઓ પ્રસન્ન થાય છે.[૪૧] બ્રહ્માદિક, ઋષિઓ, દેવતાઓ, અને ધર્મરાજાના સભાસદો સુવર્ણનાં દાનથી સંતુષ્ટ થાય છે અને વર આપે છે.[૪૨] તે માટે પ્રેતના ઉદ્ધાર અર્થે સુવર્ણનું દાન દેવું. હે તાત! સુવર્ણનું દાન દેનારો યમ લોકમાં જતો નથી પણ સ્વર્ગમાં જાય છે.[૪૩] લાંબા વખત સુધી સૂર્ય લોકમાં વસે છે અને પછી આ લોકમાં રૂપાળો, ધાર્મિક, વકતા, લક્ષ્મીવાન્ અને મહાપુરુષાર્થી રાજા થઈને અવતરે છે.[૪૪] કપાસીયાનું દાન દેવાથો યમના દૂતોનો ભય લાગતો નથી, મીઠાનું દાન દેવાથી યમનો ભય દૂર થાય છે.[૪૫] લોઢું, મીઠું, કપાસીયા, તલ ને

સુવર્ણનાં દાનથી યમલોકનાં રહેવાસી ચિત્રગુપ્ત વગેરે પ્રસન્ન થાય છે.[૪૬] સાત ધાન્યનાં દાનથી ધર્મધ્વજ પ્રસન્ન થાય છે અને બીજા ત્રણ દરવાજા ઉપર ઉભા રહેનારા પણ પ્રસન્ન થાય છે.[૪૭] ચોખા, યવ, ઘઉં, મગ, અડદ, કાંગ અને ચણા આ સાત ધાન્ય જાણવાં.[૪૮] એક ગાયના ચામડાં જેટલી જ પૃથ્વીનું જો સુપાત્રને વિધિપૂર્વક દાન કરવામાં આવે છે તે બ્રહ્મહત્યામાંથી પવિત્ર કરે છે. આવો મુનીશ્વરોએ નિશ્ચય કર્યો છે.[૪૯] રાજ્યમાં રહીને જે મહાપાપ કરવામાં આવે છે, તે પાપ, વ્રતથી, તીર્થથી, અને દાનથી નાશ પામતું નથી. પરંતુ કેવળ પૃથ્વીના દાનથી નાશ પામે છે.[૫૦] જે પુરુષ બ્રાહ્મણને ધાન્યથી શોભાયમાન એવી પૃથ્વીનું દાન કરે છે તે દેવતા અને અસુરોથી પૂજ્ય થઇને ઇંદ્રના ભવનમાં જાય છે.[૫૧] હે ગરુડ! બીજાં દાન ઘણું જ થોડું ફળ આપે છે પરંતુ પૃથ્વીદાનનું ફળ રોજ રોજ વૃદ્ધિ પામે છે.[૫૨] જે રાજા બ્રાહ્મણને પૃથ્વીનું દાન દેતા નથી તે રાજાને બીજા જન્મમાં એક ગામમાં રહેવાને ઓરડી પણ મળતી નથી અને તે જન્મે જન્મે દરિદ્રી અવતરે છે.[૫૩] રાજાપણાના અભિમાનથી પૃથ્વીનું દાન આપતો નથી તો શેષનાગ જ્યાંસુધી પૃથ્વી ધારણ કરે છે ત્યાંસુધી તે નરકમાં રહે છે.[૫૪] માટે રાજાએ પૃથ્વીનું દાન અવસ્ય દેવું અને અસમર્થ એવી પ્રજાએ પૃથ્વીના દાનને ઠેકાણે ગાયનું દાન દેવાનું મેં કહ્યું છે.[૫૫] માટે હે ગરુડ! અંતકાલને સમયે અંતધેનુ, રુદ્રધેનુ, ઋણધેનુ, અને વૈતરણી ધેનુનું દાન દેવું. હે ગરુડ! ગાયનું દાન ત્રણે પાપોમાંથી તારે છે.[૫૬–૫૭] બાલ્યાવસ્થામાં, કુમારાવસ્થામાં, યૌવન અવસ્થામાં, વૃદ્ધ અવસ્થામાં, જન્માંતરમાં, રાત્રે, પ્રાત:કાળમાં, મધ્યાહ્ને, સાયંકાળે ને સંધ્યાકાળે જે પાપ કરવામાં આવે છે તથા મન, વાણી અને કાયાથી જે પાપ કરવામાં આવે છે તે સર્વ પાપ દુઝણી વાછરડાવાળી એક કપિલા ગાય સર્વ સામગ્રી સાથ તપ અને વ્રત કરનારા વેદ જાણ-

નારા બ્રાહ્મણને દાનમાં આપવાથી સર્વ પાપ નાશ પામે છે. અને ગાય અંતકાળે દાતાનો પાપના પુંજમાંથી ઉદ્ધાર કરે છે.[૫૮-૬૧] શાંત ચિત્તવાળો પુરુષ અભિમાન રહિત થઇને એક ગાયનું દાન વિધિપૂર્વક સુપાત્રને કરે, મરવાને તૈયાર થયેલો સો ગાયનું દાન વિધિપૂર્વક સુપાત્રને કરે છે અને મરણ પથારીએ પડેલો હજાર ગાયનું દાન વિધિપૂર્વક સુપાત્રને કરે છે તો તેનું એ દાન લાખગણું થાય છે.[૬૨-૬૩] સુપાત્રને જે દાન કરવામાં આવે છે તે દાન લાખગણું થાય છે અને દાતાને પણ અનંતગણું ફળ મળે છે અને સુપાત્રને પ્રતિગ્રહનું પાપ લાગતું નથી.[૬૪] સ્વાધ્યાય તથા હોમ કરનારો, પારકા પાકનો ત્યાગ કરનારો સુપાત્ર બ્રાહ્મણ, રત્નોથી ભરપુર એવી પૃથ્વીનું દાન લે છે તોપણ પાપથી લેપાતો નથી.[૬૫] ઝેરને તથા તાઢનો નાશ કરનારા મંત્રને અને અગ્નિને શું દોષ લાગે છે। નહિ. તથા કુપાત્રને આપેલી ગાય દાતાને નરકમાં લઇ જાય છે.[૬૬] અને દાન લેનારાના એકસો કુળને નરકમાં નાંખે છે માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા વિવેકીએ કુપાત્રને ગાય દેવી નહિ.[૬૭] એક ગાય એકને જ આપવી પરંતુ એક ગાય ઘણાને કદી પણ આપવી નહિ. જો ગાયને વેચવામાં આવે છે અથવા તો તેના વિભાગ કરવામાં આવે છે તો તે સાત કુળને બાળી નાંખે છે.[૬૮] મેં તને પ્રથમ જે વૈતરણી નદી કહી હતી તેને ઉતરવાનો ઉપાય ગાયનું દાન છે તે હું તને કહું છું.[૬૯] કાળા રંગની અથવા તો પીળા રંગની એક ગાયને શણગારવી, તેના સોનાના શીંગડા, રુપાની ખરી, કાંસાની નાની દોહણી, તથા બે કાળાં વસ્ત્ર ગાયને ઓઢાડવાં, ગળામાં ઘંટા બાંધવી, કપાસીયા એક તાંબાના વાસણમાં ભરીને ગાયની પાસે તે વાસણ મુકવું, તેના ઉપર વસ્ત્ર ઢાંકવું,[૭૦-૭૧] ને પછી તેના ઉપર સુવર્ણના યમરાજા લોઢાના દંડની સાથે સ્થાપવા ને કાંસાનું એક ચલાણું ઘી ભરીને મૂકવું.[૭૨] તે પછી શેરડીની એક નૌકા બનાવવી,

રેશમી દોરાથી તેને બાંધવી, તે પછી એક ખાડો ખોદી તેમાં પાણી ભરીને શેરડીની નૌકાને તેમાં તરાવવી.[૭૩] તેના ઉપર સૂર્યધેનુ બેસાડીને શાસ્ત્રોકત વિધિ પ્રમાણે સંકલ્પ કરવો અને આભરણોના સાથે તથા વસ્ત્રોની સાથે તે ગાય બ્રાહ્મણને દાનમાં દેવી. અને શાસ્ત્રની વિધિથી ગંધ, પુષ્પ, અક્ષત વગેરેથી બ્રાહ્મણની પૂજા કરવી.[૭૪-૭૫] તે આ પ્રમાણે, પ્રથમ ગાયનું પુચ્છડુ પકડી પગથી નૌકાનો સ્પર્શ કરવો, અને પછી બ્રાહ્મણની સન્મુખ ઉભા રહીને આ પ્રમાણે મંત્ર ભણવો,[૭૬] હે જગન્નાથ! તમે સંસારરૂપી સમુદ્રમાં ડુબી ગયેલા અને શોક તથા સંતાપની ઉર્મિઓથી દુ:ખી થઇ ગયેલા પ્રાણીઓના ત્રાતા છો, અને શરણાગતના વત્સલ છો.[૭૭] હે વિષ્ણુરૂપ! હે પૃથ્વીના દેવ ઉત્તમ બ્રાહ્મણ! હું આપને દક્ષિણા સાથે વૈતરણી ગાય આપું છું અને આપને નમસ્કાર કરુ છું.[૭૮] યમરાજાના મહાભયંકર માર્ગમાં સો યોજન વિસ્તારવાળી વૈતરણી નામની નદી છે. એ નદી તરવા માટે આ ગાય આપને આપું છું. તમે વૈતરણીરૂપ છો. આપને હું નમસ્કાર કરું છું.[૭૯] હે ગાય! યમરાજાના મહામાર્ગમાં વૈતરણી નદી ઉતરવા માટે તું મને સહાયતા કરજે.[૮૦] હે દેવી! તમે વૈરતણીરૂપ છો. હું આપને નમસ્કાર કરું છું. ગાયો મારી આગળ રહો, ગાયો મારી પાછળ રહો, ગાયો મારા હ્રદયમાં વાસ કરો અને ગાયોની મધ્યમાં મારો વાસ થાવ.[૮૧] જે સર્વ પ્રાણીઓમાં લક્ષ્મીરૂપે રહેલી છે, અને જે મનુષ્યોમાં, રાજાને વિશે તથા દેવોમાં લક્ષ્મીરૂપે રહેલી છે. એ દેવી ગાયનારૂપે મારાં પાપનો નાશ કરો.[૮૨] આ રીતે મંત્રોથી પ્રાર્થના કરી, બે હાથ જોડીને ગાયને તથા યમરાજાને એમ સર્વેને પ્રદક્ષિણા કરીને તે ગાય બ્રાહ્મણને આપવી.[૮૩] હે ગરુડ! આ વિધિ પ્રમાણે જે વૈતરણી ગાયનું દાન કરે છે, તે ધર્મના માર્ગેથી ધર્મ રાજાની સભામાં જાય છે.[૮૪] શરીર સાવધાન હોય ત્યાં સુધીમાં વૈતરણી વ્રતનું આચરણ કરવું

અને એ નદી તરવાની ઇચ્છાવાળા પુરુષે વિવેકી બ્રાહ્મણને ગાયનું દાન દેવું.૮૫ હે ગરુડ! ગાયનું દાન દેવાથી એ મહા નદી માર્ગમાં આવતી નથી. માટે પવિત્ર સમયમાં સદાય ગાયનું દાન દેવું.૮૬ ગંગાદિ સર્વ તીર્થોમાં, બ્રાહ્મણના ઘરમાં, ચન્દ્ર ને સૂર્યના ગ્રહણમાં, સંક્રાંતિમાં, અમાવાસ્યાને દિવસે,૮૭ મકર, કર્ક, મેષ, તુલા વગેરેની સંક્રાંતિમાં, વ્યતિપાતને દિવસે, અક્ષય તૃતીયાદિક યુગાદિકોમાં અને બીજા પુણ્ય સમયમાં ગાયનું દાન દેવું.૮૮ જ્યારે શ્રદ્ધા થાય અને જ્યારે સુપાત્ર બ્રાહ્મણ મળે ત્યારે પુણ્ય-કાળ જાણવો. કારણ કે સંપત્તિ ચંચળ છે.૮૯ શરીર અને વૈભવ સદા રહેતાં નથી અને મૃત્યુ નિત્ય સમીપમાં રહે છે. માટે ધર્મનો સંચય કર્યા કરવો.૯૦ પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છાવાળા પુરુષે પોતાના ધનના પ્રમાણમાં વિદ્વાન્ બ્રાહ્મણને દાન દેવું. એવું દાન અક્ષય ગણાય છે.૯૧ પોતાને હાથે પોતાને માટે થોડું પણ ધનનું દાન દેવામાં આવે છે તો તે દાન અક્ષય થાય છે અને તેનું ફળ પણ તુરત જ મળે છે.૯૨ જે પુરુષ દાન-રૂપી ટીમણ સાથે લઇ લે છે તે પુરુષ યમરાજાના મહા માર્ગમાં સુખથી જઈ શકે, પરંતુ જે દાનરૂપી ટીમણ વિનાનો હોય છે તેને યમલોકના માર્ગમાં દુઃખ પડે છે.૯૩ મનુષ્યો પૃથ્વીપર જે જે દાન દે છે તે તે દાનો યમલોકના માર્ગમાં આગળ જઇને ઉભાં રહે છે.૯૪ મહા પુણ્ય કર્યા હોય ત્યારે મનુષ્યનો જન્મ મળે છે માટે મનુષ્યનો જન્મ મેળવીને જે પુરુષ ધર્માચરણ કરે છે તે પુરુષ પરમગતિને પામે છે.૯૫ મનુષ્ય ધર્મને જાણ્યા વગર દુઃખને અને જન્મ મરણને પામે છે. મનુષ્ય જન્મની સફળતા કેવળ ધર્મના સેવનથી જ છે.૯૬ ધન, પુત્ર, સ્ત્રી, શરીર, અને કુટુંબીઓ આ સર્વે અનિત્ય છે માટે ધર્મ આચરણ કરવું.૯૭ મનુષ્ય જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તેના બાંધવો અને પિતા વગેરે છે પરંતુ મરણ થયા પછી એક ક્ષણ પછી સ્નેહ નાશ પામે છે.૯૮ આત્માજ આત્માનો

બંધુ છે આમ વારંવાર જાણવું. જીવતાં પણ એમજ છે તો મરણ પછી બીજો કોણ આપણા આત્માનું કલ્યાણ કરશે, માટે હાથે કરીને દાન દેવું.[૯૯] આમ સમજીને પોતાને હાથેજ દાન દેવું, કારણ કે કેટલો કાળ જીવશું એ વાત અનિત્ય છે અને આપણી પાછળ કોઈ પણ દાન દેશે નહિ.[૧૦૦] આ મરી ગયેલા શરીરને કાષ્ટ તથા માટીનાં ઢેફાંની પેઠે પૃથ્વી ઉપર નાંખી દઇને કુટુંબીઓ મુખ ફેરવીને ઘેર ચાલ્યા જાય છે. માત્ર એક ધર્મ જ તેની પાછળ જાય છે.[૧૦૧] સંપત્તિ તો ઘરમાંથીજ પાછી ફરી જાય છે, અને સર્વે સંબંધીઓ સ્મશાનભૂમિથી પાછા ફરે છે. માત્ર શુભ અથવા તો અશુભ કર્મ જ મનુષ્યની પાછળ જાય છે.[૧૦૨] શરીર અગ્નિથી બળીને ખાખ થઇ જાય છે. માત્ર કરેલું શુભ અથવા તો અશુભ કર્મ જ આ લોકમાં રહે છે અને તેનું ફળ મનુષ્ય ભોગવે છે.[૧૦૩] આ દુઃખના સાગરરૂપ સંસારમાં કોઇ કોઇનો બંધુ નથી. કર્મના સંયોગથી ઉત્પન્ન થાય છે અને પ્રારબ્ધ કર્મનો ક્ષય થઇ ગયા પછી પાછો જાતો રહે છે.[૧૦૪] પ્રાણીને માતા, પિતા, પુત્ર, ભાઇ, બંધુ, સ્ત્રી વગેરેનો સમાગમ ચૌટામાં માંડેલી પરબપર એકઠાં થયેલાં મનુષ્યોના સમાગમ સમાન છે અને નદીમાં જેમ લાકડાંઓનો સમુદાય ચલાયમાન હોય છે, તેમ જ પ્રાણીઓનો સમુદાય પણ ચલાયમાન હોય છે.[૧૦૫] આ સંસારમાં કોના પુત્ર, કોના પૌત્ર, કોની સ્ત્રી, અને કોનું ધન છે. આ સંસારમાં કોઇ કોઇનું નથી, માટે પોતે જાતેજ દાન દેવું.[૧૦૬] ધન જ્યાંસુધી પોતાના આધીન હોય ત્યાંસુધી બ્રાહ્મણને દાન દેવું પરંતુ ધન પરાધીન થઇ ગયા પછી કોઇથી કંઇ પણ કહી શકાતું નથી.[૧૦૭] પૂર્વ જન્મમાં ઘણું દાન કર્યું હોય તો આ જન્મમાં ઘણું ધન મળે છે. આમ જાણીને મનુષ્યે ધર્મને માટે ધનનું દાન દેવું.[૧૦૮] ધર્મથી ધન મળે છે. ધર્મથી કામના પૂર્ણ થાય છે. ધર્મથી મોક્ષ મળે છે. માટે ધર્મ સંપાદન

કરવો.[૧૦૯] ઘણા ધનના ઢગથી ધર્મનું આચરણ થઇ શકતું નથી. પરંતુ શ્રદ્ધાથી ધર્મનું આચરણ થઇ શકે છે. ઘણા મુનિઓ નિર્ધન હતા છતાં શ્રદ્ધાંથી સ્વર્ગમાં ગયા હતા.[૧૧૦] જે મનુષ્ય મને પત્ર, પુષ્પ, ફળ અથવા તો પાણી ભક્તિથી અર્પણ કરે છે, તો હું તેનું તે શ્રદ્ધાથી આપેલું પત્રા-દિક પ્રીતિપૂર્વક ગ્રહણ કરી લઉં છું.[૧૧૧] માટે ઘણાની કે થોડાની ગણનાનો ત્યાગ કરી દઇને જે કંઇ મળે તેનું વિધિપૂર્વક દાન દેવું.[૧૧૨] જે પુત્ર પોતાના પિતા મરવા પડે ત્યારે ગાયો વગેરેનાં દાન દે છે તે પુત્ર ધર્માત્મા ગણાય છે અને દેવતાઓ પણ તેની પૂજા કરે છે.[૧૧૩] માતા પિતાને ઉદ્દેશીને જે પુત્ર સુપાત્રને દાન કરે છે તે પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રોની સાથે પોતાના આત્માને પણ પવિત્ર કરે છે.[૧૧૪] પિતાને આપેલું સોગણું પુણ્ય આપે છે. માતાને આપેલું હજારગણું પુણ્ય આપે છે. બહેનને આપેલું દશ હજારગણું પુણ્ય આપે છે અને સહોદરને આપેલું અક્ષય થાય છે.[૧૧૫] દાન દેનારાને અંતકાળે ઉપદ્રવો થતા નથી, નરકનું દુઃખ થતું નથી, અને મરણ સમયે યમના દૂતોનો ભય પણ લાગતો નથી.[૧૧૬] હે ગરુડ ! જે લોભને લીધે અંતકાળને સમયે દાન દેતો નથી. એ કદર્યને મરણ પછી અત્યંત શોક કરવો પડે છે.[૧૧૭] પુત્ર, પૌત્ર, ભાઇ, સ્વગોત્રી, અને મિત્ર જો અંતકાલને સમયે દાન દેતાં નથી તો તેઓને બ્રહ્મહત્યા કરનારા જાણવા. એમાં જરા પણ સંદેહ નથી.[૧૧૮]

पुत्राःपौत्राःसहभ्रात्रासगोत्राःसुहृदस्तुये ॥
ददंतिनातुरेदानंब्रह्मघ्नास्तेनसंशयः ॥ ११८ ॥

——:o:——

## અધ્યાય ૯ મો.

## મરણુ સમયનાં ધર્મ કૃત્યો.

गरुडउवाच—कथितंभवतासम्यग्दानमातुरकालिकम् ॥
म्रियमाणस्ययत्कृत्यंतादिदानींवदप्रभो ॥ १ ॥

ગરુડ પૂછે છેઃ—હે પ્રભુ! આપે આતુર સમયનું દાન મને યથાર્થ કહ્યું, હવે મરવાને તયાર થયેલા પુરુષનાં ધર્મ કૃત્યો મને કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ગરુડ! મરણુ સમયે દેહ કેવી રીતે ત્યાગ કરવો તેનો વિધિ હું તમને કહું તે તમે સાંભળો. વિધિ પ્રમાણે મરણુ પામવાથી મનુષ્યને ઉત્તમ ગતિ મળે છે.[૨] દેહધારી પ્રાણી કર્મના સંજેગથી જ્યારે પોતાનો દેહ ત્યાગ કરવાને તયાર થાય અર્થાત્ મરવાને તયાર થાય ત્યારે તુલસીનાં વૃક્ષની પડોસમાં છાણુથી લીપીને એક મંડળ કરવું.[૩] તેના ઉપર તલ વેરવા, દર્ભ પાથરવો, તેના ઉપર સુંદર આસન નાખીને તેના ઉપર ભગવાન્ શાલિગ્રામની સ્થાપના કરવી.[૪] કારણુ કે જ્યાં શાલિગ્રામની મૂર્તિ હોય છે ત્યાં પાપ, દોષ અને ભય રહેતાં નથી અને તેની પડોસમાં મરવાથી જીવની અવસ્ય મુક્તિ થાય છે.[૫] જ્યાં સંસારને તાપ ટાળનારી તુલસીના વૃક્ષની છાયા હોય છે ત્યાં આગળ મરણુ પામવાથી સર્વદા દાનથી પણુ દુર્લભ એવી મુક્તિ મળે છે.[૬] જેનાં ઘરમાં તુલસીનું વૃક્ષ હોય છે તેનાં ઘરને તીર્થરૂપ જાણુવું અને ત્યાં યમરાજાના દૂતો જઈ શકતા નથી.[૭] મરણુ સમયે જે પુરુષના શરીર ઉપર તુલસીનાં માંજર મૂકવામાં આવે છે તે પુરુષ સેંકડો પાપોથી ભરેલો હોય છે તોપણુ યમ તેની સામે જોઇ શકતો નથી.[૮] મરણુ સમયે જે પુરુષના મુખમાં તુલસીનું પત્ર મૂકવામાં આવે છે અને દર્ભાસન ઉપર સુવરાવવામાં આવે છે તે પુરુષ પુત્ર વિનાનો હોય છે તો પણુ વિષ્ણુના લોકમાં જાય છે,

એમાં સંશય નથી.[૯] ત્રણ પ્રકારના પવિત્ર તલ, દર્ભ તથા તુલસી નરકમાં પડવાને તયાર થયેલા પુરુષને નરકમાં પડતાં અટકાવે છે.[૧૦] તલ મારા શરીરના પરસેવામાંથી ઉત્પન્ન થયા છે. માટે તે પવિત્ર છે અને અસુરો, દાનવો અને દૈત્યો તેનાથી દૂર નાસે છે;[૧૧] અને હે ગરુડ! દર્ભો મારા રુંવાડામાંથી ઉત્પન્ન થયા છે અને મારી વિભૂતિ છે. માટે મનુષ્યો તેનો સ્પર્શ કરવાથી જ સ્વર્ગમાં જાય છે.[૧૨] દર્ભના મૂલમાં બ્રહ્મા રહેલા છે, દર્ભના મધ્ય ભાગમાં પરમાત્મા રહેલા છે, ને દર્ભના આગલા ભાગમાં શંકર દેવ રહેલા છે આ રીતે દર્ભમાં ત્રણેય દેવ રહેલા છે.[૧૩] એટલા માટે વારંવાર કર્મમાં ઉપયોગ કર્યાં છતાં પણ દર્ભ, અગ્નિ, મંત્ર, તુલસી, બ્રાહ્મણ, અને ગાય નિર્માલ્ય ( અયોગ્ય ) થતાં નથી.[૧૪] દર્ભ પિંડ ઉપર મૂકયા પછી નિર્માલ્ય થાય છે, બ્રાહ્મણ પ્રેતનું ભોજન કર્યાં પછી નિર્માલ્ય થાય છે, મંત્ર, ગાય, અને તુલસી એ નીચના ઘરમાં જવાથી નિર્માલ્ય ( અયોગ્ય ) થાય છે. અને અગ્નિ ચિતામાં ગયા પછી નિર્માલ્ય (અપવિત્ર) થાય છે.[૧૫] પૃથ્વીને છાણથી લીપી તેના ઉપર દર્ભ પાથરવા, અને તેના ઉપર આતુર મનુષ્યને સુવરાવવો, અંતરિક્ષમાં સુવરાવવો નહિ.[૧૬] બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, સર્વે દેવતાઓ, અગ્નિ, એ સર્વે છાણથી લીપેલી પૃથ્વીપર નિવાસ કરે છે. માટે પૃથ્વીને છાણથી લીપીને સાફ કરવી.[૧૭] પૃથ્વી સર્વ ઠેકાણે પવિત્ર છે માત્ર જ્યાં અપવિત્ર લેપ થયો હોય છે, ત્યાં પવિત્ર હોતી નથી, માટે એક ઠેકાણે લીપી હોય ત્યાં ફરીને લીપવાથી તે સ્થાન પવિત્ર થાય છે.[૧૮] જ્યાં લીપવામાં આવ્યું નહોય તેવા સ્થાનમાં રાક્ષસો, પિશાચો, ભૂતો, પ્રેતો અને યમના દૂતો પ્રવેશ કરે છે. તથા અંતરિક્ષમાં અને ખાટલામાં પણ પ્રવેશ કરે છે.[૧૯] માટે અગ્નિહોત્ર, શ્રાદ્ધ, બ્રાહ્મણભોજન, દેવતાઓનું પૂજન, વગેરે પૃથ્વીપર મંડળ કર્યાં વગર કરવાં નહિ, તેમ મરવાને તયાર થયેલા આતુર પુરુષને પણ મંડળ

કર્યા વિના ( પૃથ્વીને લીપ્યા વગર ) પૃથ્વીપર સુવરાવવો નહિ.[૨૦] પૃથ્વીપર ગાયના છાણથી માંડણું કરવું અને પછી તેના ઉપર દર્ભ પાથરીને તેના ઉપર આતુરને ( મરવાને તયાર થયેલાને ) સુવરાવવો અને પછી તેના મુખમાં સુવર્ણ ને રત્ન મૂકવાં, અને શાલિગ્રામ એવા વિષ્ણુના ચરણનું જલ તેના મુખમાં રેડવું.[૨૧] જે મનુષ્ય શાલિગ્રામના ચરણામૃતનું એક બિંદુ પણ પીએ છે તે સર્વ પાપમાંથી મુક્ત થઇને વૈકુંઠ લોકમાં જાય છે.[૨૨] તે પછી મહા પાપનો નાશ કરનારું તથા સર્વ તીર્થમાં કરેલાં સ્નાન અને દાનના પુણ્યનું ફળ આપનાર ગંગાજલનું આતુરને પાન કરાવવું.[૨૩] એક મનુષ્ય કાયાને શુદ્ધ કરનાર ચાંદ્રાયણ નામનું વ્રત કરે છે અને એક મનુષ્ય ગંગાનું પાણી પીએ છે, તે બન્નેને સમાન ફળ મળે છે.[૨૪] હે ગરુડ ! રુનો ઢગલો જેમ અગ્નિ પડવાથી બળીને ભસ્મ થઈ જાય છે, તેમ ગંગાનું પાણી પીધાથી પણ પાપ બળીને ભસ્મ થઈ જાય છે.[૨૫] જે પુરુષ સૂર્યનાં કિરણોથી તપી ગયેલાં ગંગાનાં પાણીનું પાન કરે છે તે સર્વ જાતની યોનિમાંથી મુક્ત થઇને શ્રીહરિના મંદિરમાં જાય છે.[૨૬] નદીઓ પાણીમાં નાહાવાથી, બીજા મનુષ્યોને પવિત્ર કરે છે. પરંતુ ગંગાજી તો દર્શનથી, સ્પર્શ કરવાથી, તેનું પાન કરવાથી તથા ગંગા, ગંગા, એમ બોલવાથી પવિત્ર કરે છે.[૨૭] ગંગા અપવિત્ર એવા સેંકડો અને હજારો પુરુષોને પવિત્ર કરે છે. એટલા માટે સંસારને તારનાર ગંગાનાં પાણીનું પાન કરવું.[૨૮] પ્રાણ કંઠમાં આવ્યા હોય ત્યારે પણ જે પુરુષ ' ગંગા ' ' ગંગા ' એમ બોલે છે તે મરણ પછી સ્વર્ગમાં જાય છે અને ફરીને તેને પૃથ્વીપર અવતરવું પડતું નથી.[૨૯] જે પુરુષ પ્રાણ જતી વેળાએ શ્રદ્ધાથી મનમાં ગંગાનું સ્મરણ કરે છે તે પરમગતિને પામે છે.[૩૦] માટે ગંગાનું ધ્યાન કરવું, સ્મરણ કરવું, તેને નમસ્કાર કરવા, તેના જળનું પાન કરવું, અને પછી મોક્ષ આપનારા શ્રીમદ્ ભાગ-

વતનું કંઇક શ્રવણ કરવું.[31] જે મનુષ્ય મરણ સમયે એક શ્લોક, અર્ધો શ્લોક અથવા તો તેનું એક ચરણું ભણે છે અથવા તો સાંભળે છે તો તે ફરીને કોઇ પણ દિવસ બ્રહ્મલોકમાંથી પાછો પૃથ્વીપર અવતરતો નથી.[32] બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો મરણ સમયે વેદ ને ઉપનિષદોના પાઠ શ્રવણ કરવાથી, શિવ અને વિષ્ણુનાં સ્તોત્રો સાંભળવાથી મુક્તિ પામે છે.[33] હે ગરુડ! જ્યારે પ્રાણ જવાનો સમય આવે ત્યારે અનશન વ્રત ધારણ કરવું અર્થાત્ અન્નને ત્યાગ કરવું, અને પછી વિરક્ત બ્રાહ્મણને આતુર સંન્યાસ આપવો.[34] જે મનુષ્ય મરણ સમયે હું સંન્યાસી છું એવા શબ્દો બોલે છે તે મરણ પછી વિષ્ણુના લોકમાં જાય છે અને પૃથ્વીપર ફરીને અવતરતો નથી.[35] હે ગરુડ! મરણ સમયે ઉપર લખ્યા પ્રમાણે સર્વ વિધિ કરવામાં આવે છે તે ધર્માત્મા પુરુષના પ્રાણ તેના મુખના ઉપરના છિદ્રમાંથી નિકળે છે.[36] મુખ, નેત્ર, નાસિકા, અને કાન આ સાત ઉપરનાં છિદ્ર છે, તેમાંથી પુણ્યવાનના પ્રાણ જાય છે અને યોગીરાજના પ્રાણ તાલવામાંથી જાય છે.[37] અપાન વાયુની સાથે મળેલો પ્રાણ વાયુ જ્યારે અપાનવાયુથી જૂદો થઇ જાય છે ત્યારે પ્રાણવાયુ સૂક્ષ્મ થઇને શરીરમાંથી બાહાર નિકળી જાય છે.[38] પ્રાણવાયુ શરીરમાંથી નિકળી ગયા પછી શરીર મરણ પામે છે. જેમ પવનના આઘાતથી નિરાધાર વૃક્ષ ઉખડીને પડી જાય છે તેમ.[39] પ્રાણ વગરનું શરીર કંઇ કાર્ય કરી શકતું નથી, ત્યારે તે નિંદાપાત્ર થઇ પડે છે. તેને કોઇ અડકતું નથી, દુર્ગંધી થઇ જાય છે અને તેની સર્વ નિંદા કરે છે.[40] આ શરીરની છેવટે ત્રણ સ્થિતિ થાય છે. જો તે સડી જાય છે તો તેમાં જીવડા પડી જાય છે, જો તેને કોઈ ખાઈ જાય છે તો તે વિષ્ઠારૂપ થઈ જાય છે અને જો તેને કોઇ બાળી નાખે છે તો તે રાખરૂપ થઇ જાય છે. માટે મનુષ્યો ક્ષણમાં વિનાશ પામનારા દેહનો શા માટે ગર્વ કરતા હશે ?[41]

પૃથ્વીમાં પૃથ્વી, પાણીમાં પાણી, તેજમાં તેજ, પવનમાં પવન મળી જાય છે;[૪૨] અને આકાશમાં આકાશ મળી જાય છે. માત્ર સર્વત્ર વ્યાપક, શંકર, નિત્ય મુક્ત, જગતના સાક્ષી આત્મા આ દેહને વિશે અજર અને અમર છે.[૪૩] સર્વ ઇંદ્રિયોથી મુક્ત, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આ વિષયોથી મુક્ત, કામ રાગ આદિ કર્મના કોશથી ઢંકાયલો, પુણ્યની વાસનાવાળો એવો જીવ ગૃહસ્થ પુરુષ જેમ ઘર બળી ગયા પછી બીજા ઘરમાં પ્રવેશ કરે તેમ કર્મના યોગથી રચાયલા નવીન ઘરમાં પ્રવેશ કરે છે.[૪૪-૪૫] તે સમયે ઘુઘરીઓની જાળીઓથી શોભાયમાન વિમાન લઇને હાથમાં ચામરો લઈ શોભા સાથે દેવના દૂતો તે જીવની પાસે આવે છે;[૪૬] અને ધર્મના તત્વને જાણનારા, સદાય બુદ્ધિમાન ધર્મનિષ્ઠ પુરુષોના પ્રીતિપાત્ર એવા તે પુરુષો એ પુણ્યવાન પુરુષને વિમાનમાં બેસાડીને સ્વર્ગમાં લઈ જાય છે.[૪૭] એ સમયે એ જીવનો દેહ દિવ્ય થઈ જાય છે, તેણે નિર્મળ વસ્ત્રો અને માળા ધારણ કરેલી હોય છે, સુવર્ણનાં અને રત્નનાં આભરણોથી તે શોભાયમાન લાગે છે. આ રીતે મહા પ્રતાપશાળી જીવ દાનના પ્રભાવથી સ્વર્ગમાં જાય છે અને ત્યાં દેવતાઓ તેની પૂજા કરે છે.[૪૮]

सुदिव्यदेहोविरजांबरस्रक्सुवर्णरत्नाभरणैरुपेतः ॥
दानप्रभावात्समहानुभावःप्राप्नोतिनाकंसुरपूज्यमानः ॥४८॥

———:o:———

## અધ્યાય ૧૦ મો.

## શબને અગ્નિદાહ તથા સતીનો મહીમા.

गरुडउवाच—देहदाहविधानंचवदसुकृतिनांविभो ॥
सतीयदिभवेत्पत्नीतस्याश्चमहिमावद ॥ १ ॥

ગરુડ પૂછે છેઃ—હે ભગવન ! પુણ્યવાન પુરુષના દેહને કેવી રીતે અગ્નિદાહ કરવો તેનો વિધિ કહો અને તેની પત્ની સતી હોય તો તેનો મહિમા કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ગરુડ ! હું તમને પરલોકની સંપૂર્ણ ક્રિયા કહું છું તે તમે સાંભળો, જે ક્રિયા કરવાથી પુત્ર તથા પૌત્રો પિતૃઓના ઋણમાંથી મુકત થાય છે.[૨] ઘણાં દાન દેવાની કંઈ પણ જરુર નથી. પરંતુ માતાપિતાને અગ્નિદાહથી લઇને સર્વ ક્રિયા કરવી. એ ક્રિયા કરવાથી પુત્ર અગ્નિષ્ટોમ નામના યજ્ઞના ફળને પામે છે.[૩] માતા અથવા તો પિતા મરી જાય એટલે પુત્રે શોકનો ત્યાગ કરીને સર્વ બાંધવોની સાથે મુંડન કરાવવું. એમ કરવાથી સર્વે પાપનો નાશ થાય છે.[૪] જે પુત્ર માતાપિતા મરણ પામ્યા પછી મુંડન કરાવતો નથી તેને સંસારરૂપી સમુદ્રને તરાવનારો પુત્ર કેવી રીતે જાણવો ![૫] એટલા માટે પુત્રે મુંડન કરાવવું. માત્ર નખ અને કાખના વાળ કતરાવવા નહિ. તે પછી કુટુંબીઓની સાથે સ્નાન કરીને ધોયેલાં વસ્ત્ર પહેરવાં અને પછી તાજાં પાણીથી શબને (મુડદાંને) સ્નાન કરાવવું, ચંદન ચઢાવવું, પુષ્પોની માળા પહેરાવવી, અથવા તો ગંગાની મૃત્તિકા તેના શરીર ઉપર ચોપડવી.[૬–૭] તે પછી નવીન વસ્ત્રોથી શબને ઢાંકી દેવું. તે પછી અપસવ્યથી સંકલ્પ કરાવીને નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરીને પુત્રે જમણે હાથે શબના હાથમાં પિંડ આપવો.[૮] જે ઠેકાણે તે શબ પડયું હોય તે ઠેકાણે તે શબ કહેવાય છે. માટે ત્યાં શબના નામથી પિંડ આપવો. એ પિંડના દાનથી પૃથ્વી અને તેની અધિષ્ઠાત્રી દેવતા પ્રસન્ન થાય છે.[૯] બારણાં ઉપર તેનું પાંથ એવું નામ પડે છે માટે બારણાં આગળ પાંથના નામથી પિંડ આપવો. એ પિંડ આપવાથી ભૂત જાતિમાં જેઓ દુર્ગતિને પામ્યા છે તેઓ વિઘ્ન કરતાં નથી.[૧૦] તે પછી શબને પ્રદક્ષિણા કરીને તેની પૂજા કરવી અને ઘરની વહુઓ તથા બીજી સ્ત્રીઓએ પણ તેનુ પૂજન કરવું અને પછી પુત્રે તથા બીજા સંબંધીઓએ તે શબને ઉપાડીને સ્મશાનમાં લઇ જવું.[૧૧] જે પુત્ર પોતાના પિતાને કાંધ ઉપર ઉપાડીને સ્મશાનમાં લઈ જાય છે તે

પુત્રને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧૨] પિતા પોતાના પુત્રને પોતાની કાંધ ઉપર, પોતાની પીઠ ઉપર અને ખોળામાં, સદાય લઇને લાલનપાલન કર્યાં કરે છે. માટે પુત્ર જ્યારે પોતાના મરણ પામેલા પિતાને પોતાની કાંધ ઉપર ઉપાડીને લઈ જાય છે ત્યારે જ તે પિતાના ઋણમાંથી છૂટો થાય છે.[૧૩] અર્ધે માર્ગે ગયા પછી ત્યાં વિશ્રાંતિ લેવી અને પૃથ્વીને વાળીઝાડી સાફ કરી, પાણી છાંટીને ત્યાં શબને વિશ્રાંતિ કરાવવી; અને તેને સ્નાન કરાવીને ભૂત સંજ્ઞાવાળા એ શબને ભૂત નામનો પિંડ આપવો.[૧૪] પિશાચ, રાક્ષસ, યક્ષ તથા દિશાઓમાં રહેનારા બીજાઓ અગ્નિમાં હોમવા યોગ્ય એ શબના શરીરને વિઘ્ન કરતા નથી.[૧૫] તે પછી શબને સ્મશાન ભૂમિમાં લઈ જઇને તેનું મુખ ઉત્તર દિશા તરફ રાખવું, અને તેને બાળવા માટે સ્મશાનની ભૂમિનું શોધન કરવું.[૧૬] પૃથ્વીને વાળીને સાફ કરવી, તેના ઉપર છાણથી લીપીને એક વેદી બનાવવી, તે વદી ઉપર દર્ભવડે ઉર્ધ્વરેખા કરવી, અને એ રેખાઓનો અનામિકા તથા અંગુઠાથી ઉદ્ધાર કરીને પાણીથી તેનું પ્રોક્ષણ કરવું અને પછી તેની પાસે બેસીને વિધિપૂર્વક તે વેદી ઉપર અગ્નિને સ્થાપન કરવો.[૧૭] ક્રવ્યાદ નામના અગ્નિ દેવની પુષ્પો તથા ચોખાથી પૂજા કરવી, અને પછી लोमभ्यः स्वाहा, त्वग्भ्यः स्वाहा, मांसेभ्यो स्वाहा, ઈત્યાદિ અનુવાકયો બોલીને વેદના મંત્રોથી વિધિપૂર્વક હોમ કરવા.[૧૮] હે ક્રવ્યાદિ દેવ! તમે પ્રાણીઓના ધારણ કરનારા છો, જગતના કારણભૂત છો, ભૂતોના પાલન કરનારા છો, માટે આ મરણ પામેલા દેહધારીને સ્વર્ગમાં પહોંચાડો.[૧૯] આ રીતે અગ્નિ દેવની પ્રાર્થના કરીને ચંદન, તુલસી, ખાખરો, અને પિપલાનાં લાકડાંની એક ચિતા બનાવવી.[૨૦] અને તે ચિતા ઉપર પ્રેતને સુવરાવીને તેના હાથમાં બે પિંડ આપવા. હે ગરુડ! ચિતામાં શબના હાથમાં પ્રેતના નામથી પિંડનું દાન કરવું. અહીંથી માંડીને સપિંડી

કરણ નામની ક્રિયા સુધી જીવનું પ્રેતપણું રહે છે.[૨૧] પ્રેતના કલ્પને જાણનારા કેટલાએક તેને સાધક કહે છે. માટે ચિતામાં શબને પ્રેતના નામથી અથવા તો સાધકના નામથી પિંડ આપવો.[૨૨] આ રીતે પાંચ પિંડ આપવાથી શબ આહુતિને યોગ્ય થાય છે. પરંતુ પિંડ આપ્યા વગર ઉપર કહેલા શબની આહુતિમાં વિઘ્ન કરે છે.[૨૩] એટલા માટે પ્રતને પિંડદાન કરવા, અને તે પછી પુત્રે ખડ સળગાવીને જો પંચક ન હોય તો ચિતામાં અગ્નિ મૂકવો.[૨૪] જે મનુષ્ય પંચકમાં મરે છે તેને સદ્ગતિ મળતી નથી, માટે તેને બાળવો નહિ. જો તેને બાળવામાં આવે છે તો બીજાનું મરણ થાય છે.[૨૫] ધનિષ્ઠાથી લઇને રેવતી સુધીનાં પાંચ નક્ષત્રમાં શબનો દાહ કરવો યોગ્ય નથી. જો એ પાંચ નક્ષત્રમાં દાહ કરવામાં આવે છે, તો અશુભ થાય છે.[૨૬] જે એ પાંચ નક્ષત્રમાં મરણ પામે છે તેનો દાહ કરવાથી તેના ઘરમાં હાનિ થાય છે અને પુત્રોને અથવા તો સ્વગોત્રીઓમાંથી કોઇને વિઘ્ન થાય છે.[૨૭] માટે જો પંચકમાં દાહ કરવો હોય તો વિધિથી કરવો. હવે હું તમને સર્વ દોષની શાંતિને માટે પંચકમાં દાહ કરવાનો વિધિ કહું છું.[૨૮] હે ગરુડ ! કોઇ પણ પ્રાણી પંચકમાં મરણ પામે તો નક્ષત્રના મંત્રથી મંત્રીને દર્ભનાં ચાર પુતલાં શબની પાસે મૂકવાં.[૨૯] સુવર્ણનું દાન દેવું, અને નક્ષત્રના નામના મંત્રોથી હોમ કરવો. મધ્યમાં प्रेताः जयत એ મંત્રથી હોમ કરવો અને તે પછી નક્ષત્રોના નામથી હોમ કરવો. આ રીતે સંપુટી હોમ કરવો.[૩૦] તે પછી એ ચાર પુતલાની સાથે શબને દાહ દેવો, અને પુત્રે સંપિડીકરણને દિવસે એની શાંતિ કરવી,[૩૧] એ પંચકના દોષની શાંતિને માટે તલનું પાત્ર, તથા સુવર્ણ, રૂપું, રત્ન અને ઘીથી ભરેલું કાંસાનું પાત્ર બ્રાહ્મણને આપવું.[૩૨] આ પ્રમાણે પંચકની શાંતિ કર્યા પછી જે પુરુષ દાહનો વિધિ એટલે શબને બાળવા વગેરેનું કર્મ કરે છે તેને વિઘ્ન

નડતું નથી અને મરણ પામેલો જીવ મુક્તિને પામે છે.૩૩ પંચકમાં જો મરણ થયું તો આ રીતે દાહ કરવો અને સાધારણ દિવસોમાં મરણ થયું હોય તો કેવળ શબને દાહ કરવો. સ્ત્રીને જો સતી થવાની ઇચ્છા હોય તો તેને તેના વરની સાથેજ બાળવી.૩૪ પતિવ્રતા, અને પતિનું હિત કરવામાં પરાયણ રહેનારી સ્ત્રીને જો પતિની સાથેજ જવાની ઇચ્છા હોય તો તેણે પવિત્ર જલથી સ્નાન કરવું. આંખમાં આંજણ આંજવું, લલાટમાં કંકુમનો ચાંદલો કરવો, ઉત્તમ વસ્ત્રો શરીર ઉપર ધારણ કરવાં. તે પછી બ્રાહ્મણોને અને પોતાના કુટુંબીઓને દાન દેવાં.૩૬ તે પછી ગુરુને નમસ્કાર કરીને ઘરની બહાર નિકળવું અને દેવ મંદિરમાં જઇને ભક્તિથી શ્રી હરિને નમસ્કાર કરવા.૩૭ અને સર્વ આભૂષણો અર્પણ કરી દઇ, શ્રીફળ દઇને, લજ્જા તથા મોહનો ત્યાગ કરીને સ્મશાનભૂમિમાં જવું.૩૮ ત્યાં સૂર્યને નમસ્કાર કરીને ચિતાને પરિક્રમા કરવી અને તેને પુષ્પની શય્યા સમાન માનીને તેનાપર બેસવું અને પતિના મસ્તકને પોતાના ખોળામાં લેવું.૩૯ તે પછી પોતાની સખીઓને શ્રીફળ આપવું અને પછી ચિતામાં બળવાને ગંગાજીના સ્નાન સમાન માનીને ચિતાને સળગાવવાની આજ્ઞા કરવી.૪૦ જે સ્ત્રી ગર્ભવતી હોય તેણે પોતાના પતિની પાછળ સતી થવું નહિ. પરંતુ બાળકને જન્મ આપી, ઉછેરીને મોટો કર્યા પછી સતી થવું.૪૧ સ્ત્રી પોતાના ભર્તારની પાછળ પોતાના શરીરનો દાહ કરે છે તેનાં શરીરને અગ્નિ બાળે છે. પરંતુ તેના આત્માને દુઃખી કરતો નથી.૪૨ જેમ અગ્નિમાં ધાતુઓને નાખીને ધમવામાં આવે છે તેથી ધાતુઓનો મેલ બળી જાય છે, તેમ જ સ્ત્રીએ પણ અમૃત સમાન અગ્નિને વિશે પોતાનાં પાપને બાળવાં.૪૩ વિવાદ, સોગન વગેરેમાં સત્યવકતા શુદ્ધ ધમાત્મા તપાવેલા લોઢાના પિંડને પોતાના હાથમાં ધારણ કરે છે છતાં તેનાથી કદીપણ ધગતો નથી.૪૪ તે પ્રમાણે જ પતિવ્રત

સ્ત્રી પોતાના પતિની સાથે ચિતામાં બળે છે પરંતુ કદીપણ તેને દાહ લાગતો નથી. કારણ કે તે મરણ પામીને અંતરાત્માવડે ભર્તારની સાથે એકપણાને પામે છે.[૪૫] સ્ત્રી જ્યાં સૂધી પોતાના મરણ પામેલા પતિની સાથે પોતાનાં શરીરને બાળતી નથી ત્યાં સૂધી તે સ્ત્રી પોતાના શરીરમાંથી છૂટતી નથી, અર્થાત્ મુક્તિ પામતી નથી. પરંતુ સતી થયા પછી સ્ત્રીશરીરનો ત્યાગ કરે છે.[૪૬] તે માટે સર્વ પ્રકારના પ્રયત્નથી સદાય પોતાના પતિની સેવા કરવી અને મન, વચન તથા કાયાવડે પોતાનો પતિ જીવતો હોય અથવા તો મરણ પામ્યો હોય તો પણ તેમની આજ્ઞા પાળવી.[૪૭] પતિ મરણ પામ્યા પછી જે સ્ત્રી પતિની પાછળ અગ્નિમાં બળી મરે છે તે સ્ત્રી અરુંધતી સમાન થઈને સ્વર્ગ લોકમાં પૂજાય છે.[૪૮] અને ત્યાં પાતની સેવામાં પરાયણ રહેનારી સ્ત્રીની અપ્સરાઓ સ્તુતિ કરે છે, અને ચૌદ ઇંદ્રો સૂધી તે, પતિની સાથે આનંદમાં ગાળે છે.[૪૯] જે સ્ત્રી પોતાના ભર્તારની સાથે બળીને સતી થાય છે તેના માતાનું કુળ, પિતાનું કુળ તથા જેને એ કન્યા દેવામાં આવે છે તેનું કુળ એમ ત્રણ કુળને પવિત્ર કરે છે.[૫૦] મનુષ્યના શરીરમાં સાડાત્રણ કરોડ રુવાડાં છે. એટલાં વર્ષ સૂધી સતી સ્ત્રી સ્વર્ગ લોકમાં વાસ કરે છે અને પતિની સાથે આનંદ ભોગવે છે.[૫૧] સૂર્યના સમાન વિમાનમાં પતિની સાથે બેસીને ક્રીડા કરે છે અને સૂર્ય તથા ચંદ્ર જ્યાં સૂધી રહે છે ત્યાં સૂધી સ્વર્ગ લોકમાં પતિની સાથે ચિરકાળ સૂધી રહે છે.[૫૨] અને તે પછી લાંબા આયુષ્યની સાથે પતિવ્રતા સ્ત્રી નિર્મળ કુળમાં જન્મ ધારણ કરે છે અને પાછી પોતાના જ પતિને મેળવે છે,[૫૩] જે સ્ત્રી એક ક્ષણના અગ્નિના દાહના દુ:ખથી ભય પામીને એવાં સુખનો ત્યાગ કરે છે તે મૂર્ખ સ્ત્રી જન્મ પર્યંત વિરહાગ્નિથી બળ્યા કરે છે.[૫૪] એટલા માટે પતિને શિવ સમાન જાણીને તેની સાથે જ સતી સ્ત્રીએ બળી મરવું. હે ગરુડ! જો સ્ત્રી સતી

સ્ત્રનારી ન હોય તો શબને એકલાને જ ચિતામાં બળવું અને તે શબ અર્ધું બળી રહેવા આવે અથવા તો સંપૂર્ણ બળી રહેવા આવે ત્યારે ગૃહસ્થોનાં મસ્તકને વળીથી ફોડી નાખવું અને સંન્યાસીના મસ્તકને શ્રીફળથી ફોડી નાખવું.[૫૫-૫૬] પુત્રે પોતાના પિતાને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય એટલા માટે એના બ્રહ્મરંધ્રને ફોડી નાખવું અને પછી નિચેનો મંત્ર ભણીને તેના ઉપર ઘીની આહુતિ આપવી.[૫૭] अस्मात्त्वमधिजातोऽसि त्वदयं जायतां पुनः। असौ स्वर्गाय लोकाय स्वाहाज्वलतु पावकः॥ હે અગ્નિ દેવ! તું શ્રીભગવાનથી પ્રકટ થયો છે માટે તારી પાસેથી આ મનુષ્ય સ્વર્ગલોકમાં જાય,[૫૮] આ રીતે મંત્ર ભણી તલ અને ઘીની આહુતિ આપવી અને પછી પોક મૂકીને રોવું. આમ કરવાથી પ્રાણીને સુખ થાય છે.[૫૯] શબને બાળ્યા પછી પુત્રોએ અને સ્ત્રીઓએ તથા બીજા ડાઘુઓએ સ્નાન કરીને શુદ્ધ થવું અને નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરીને પુત્રોએ તલ તથા પાણીની અંજલિ આપવી.[૬૦] લીંમડાનાં પાંદડાં ચાવવાં, મરીજનારાના ગુણ ગાવા, અને તે પછી સૌએ સ્ત્રીઓને આગળ કરીને સ્મશાનમાંથી ઘેર આવવું.[૬૧] ઘેર આવીને પાછું નાહાવું, ગાયને ગ્રાસ આપવો, પત્રાવલીમાં ભોજન કરવું, અને તે પણ બીજાના ઘરનું અન્ન ખાવું, ઘરનું અન્ન ખાવું નહિ.[૬૨] જ્યાં શબને સુવરાવ્યું હોય તે સાથરાને લીંપવો, અને ત્યાં દક્ષિણ દિશા તરફ બાર દિવસ સુધી રાત દહાડો અખંડ દીવો રાખવો.[૬૩] હે ગરુડ! સૂર્ય અસ્ત થઈ ગયા પછી સ્મશાનમાં અથવા તો ચૌટામાં, માટીનાં કોડીયાંમાં ત્રણ દિવસ સૂધી દૂધ અને પાણી ભરીને મૂકવું.[૬૪] એ માટીનુ કોડીયું કાચું હોવું જોઈએ, અર્થાત્ માટીનાં બે કુરડાં કરીને તેમાં પાણી તથા દૂધ ભરવું અને દોરડીથી બાંધેલા ત્રણ લાકડાના કટકા ઉપર તેને મૂકીને નિચે પ્રમાણે મંત્ર ભણવો.[૬૫] स्मशानानलदग्धोसि परित्यक्तोसि बांधवैः। इदंनीरमिदंक्षीरमत्रस्नाहि इदं पिब॥ તું સ્મશાનના અગ્નિથી બળી

ગયો છે અને બાંધવોએ તારો ત્યાગ કર્યો છે માટે આ જળથી સ્નાન કરીને આ દૂધ પી.[૬૬] અગ્નિહોત્રીએ અથવા તો જેને અગ્નિહોત્ર ન હોય તેણે, ચોથે દિવસે, ત્રીજે દિવસે, અથવા તો બીજે દિવસે અસ્થિસંચય નામની ક્રિયા કરવી, પંચક અને શનિવાર વગેરે આવે તો અસ્થિસંચય નામની ક્રિયા કરવી નહિ.[૬૭] અસ્થિસંચય કરનારા પુરુષે સ્મશાન ભૂમિમાં જઈ સ્નાન કરીને શુદ્ધ થવું, તે પછી ધાબળી પહેરીને હાથમાં પવિત્રી ધારણ કરીને પુત્રે સ્મશાનમાં રહેનારા ભૂતોને અડદનો બલિ આપવો. અને 'यमायत्वा' એ મંત્ર ભણીને ત્રણ પરિક્રમા કરવી.[૬૮] તે પછી હે ગરુડ ! ચિતામાં દૂધ છાંટવું, તે પછી પાણી છાંટવું, અને પછી હાડકાંઓ વીણી લેવાં.[૬૯-૭૦] અને હાડકાંઓને ખાખરાના પાંદડામાં મૂકીને, દૂધ તથા પાણીથી ધોઇ નાંખવાં, અને તે પછી માટીના વાસણમાં મૂકીને વિધિપૂર્વક શ્રાદ્ધ કરવું.[૭૧] ત્રિકોણાકાર સ્થંડિલ કરીને, તેને છાણથી લીપીને તેના ઉપર દક્ષિણ દિશા તરફ મુખ રાખીને ત્રણ દિશામાં ત્રણ પિંડ આપવા.[૭૨] તે પછી ચિતાની રાખને એકઠી કરવી અને તેના ઉપર ત્રણ પાણાના કટકા મૂકીને તેના ઉપર પાણીથી ભરેલો એક ઉઘાડો ઘડો મૂકવો.[૭૩] તે પછી ચોખા રાંધી, તેમાં દહિ અને ઘી મેળવીને વિધિપૂર્વક પ્રેતને પાણીની સાથે એ મધુર બળિ અર્પણ કરવું.[૭૪] તે પછી હે ગરુડ ! પંદર પગલાં ઉત્તરદિશા તરફ દૂર જઇને એક ખાડો ખોદવો અને તે ખાડામાં હાડકાનાં પાત્રને મૂકવું.[૭૫] અને તેના ઉપર દાહની પીડા શાંત થવા માટે પિંડ મૂકવો. તે પછી ખાડામાંથી પેલાં હાડકાંનાં પાત્રને બહાર કાઢવું, અને પાણીના સરોવર ઉપર તેને લઈ જવું.[૭૬] અને ત્યાં હાડકાંને દૂધથી તથા પાણીથી વારંવાર ધોઇને સાફ કરવાં, ચંદન તથા કેસરથી તેની પૂજા કરવી. તે પછી તેને એક ડાબલામાં મૂકીને પોતાના હૃદય ઉપર તથા મસ્તક ઉપર ધારણ કરવાં, અને પરિક્રમા કરી, નમસ્કાર

કરીને શ્રીગંગામાં તેને પધરાવવાં.[૭૭-૭૯] દશ દિવસની અંદર જ જેનાં હાડકાંને ગંગાજીમાં નાખવામાં આવે છે તેને બ્રહ્મલોકમાંથી કદીપણ પાછું ફરવું પડતું નથી.[૮૦] જે મનુષ્યનાં હાડકાં જ્યાંસુધી ગંગાના પાણીમાં રહે છે તેટલા હજાર વર્ષો સુધી તે સ્વર્ગમાં વાસ કરે છે.[૮૧] ગંગાના પાણીના તરંગનો સ્પર્શ કરનારો પવન જેમના શબનો સ્પર્શ કરે છે તેનાં પાપ તેજ સમયે નાશ પામે છે.[૮૨] મહારાજા ભગીરથે મોટી તપસ્યા કરીને ગંગાનું આરાધન કર્યું હતું અને પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરવા માટે બ્રહ્મલોકમાંથી ગંગાજીને લાવ્યા હતા.[૮૩] એ ગંગાનો યશ ત્રણ લોકમાં પ્રખ્યાત છે. જે ગંગાએ ભસ્મ થઈ ગયેલા સગર રાજાના પુત્રોને સ્વર્ગમાં પહોંચાડ્યા હતા.[૮૪] જે મનુષ્યો પૂર્વ વયમાં પાપ કરીને મરણ પામ્યા હોય છે તેઓનાં હાડકાં ગંગામાં પડવાથી તેઓ સ્વર્ગલોકમાં જાય છે.[૮૫] કોઇ એક વનમાં સર્વ પ્રાણીની હિંસા કરનારા પારાધીને સિંહે મારી નાખ્યો તે ઉપરથી તે નરકમાં પડવાને જતો હતો,[૮૬] એટલામાં એક કાગડાએ તેનું હાડકું લઇને ગંગામાં નાખ્યું કે તે પારાધી દિવ્ય વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયો.[૮૭] એટલા માટે ઉત્તમ પુત્રે પોતાના પિતાનાં હાડકાંને પંડે જ ગંગામાં નાખવાં. હાડકાંનો સંચય કરતા પહેલાં દશગાત્ર બનાવવાં.[૮૮] કોઇ મનુષ્ય પરદેશમાં, વનમાં અથવા તો ચોરના ભયથી ગમે ત્યાં મરણ પામે છે અને જેનું શરીર મળતું નથી તેનું મરણ જે દિવસે સાંભળવામાં આવે તે દિવસે દર્ભનું એક પુતળું બનાવવું અને પ્રથમ કહેલી રીત પ્રમાણે તેને દાહ કરી તેની ભસ્મ લઇને ગંગામાં નાખવી અને તે દિવસથી દશગાત્રાદિક કર્મ કરવાં અને તે દિવસેંજ તેનાં શ્રાદ્ધ તથા સંવત્સરી વગેરે કરવાં.[૮૯-૯૧] ગર્ભ સંપૂર્ણ થઇ ગયા પછી એક સ્ત્રી મરણ પામે તો સ્ત્રીનું પેટ ચીરીને ગર્ભને બહાર કાઢવું અને તેને ભૂમિમાં દાટવું અને સ્ત્રીને દેન દેવું.[૯૨] ગંગાના તીર ઉપર જે

બાળક મરી જાય તેને ગંગામાંજ નાખવું, અને બીજે ઠેકાણે જો મરણ પામે તો સત્યાવીસ મહિના સુધી બાળકને પૃથ્વીમાં ડાટવું.[૯૩] અને તેથી વધારે ઉમરનું હોય તો તેને દેહેન દેવું અને તેનાં હાડકાંને ગંગામાં પધરાવવાં. બાળકોની પાછળ પાણીનો ઘડો આપવો અને બાળકોને જમાડવાં.[૯૪] ગર્ભ પડી જાય તો તેની ક્રિયા કરવી નહિ, પરંતુ એક બાળક મરણ પામે તો તેની પાછળ દૂધ આપવું. પાણીનો ઘડો આપવો, અને બાળકોને દૂધપાક જમાડવો.[૯૫] પાંચ વર્ષ સુધીનો બાળક મરણ પામે તો બાળકોને ભોજન કરાવવું, દશ વર્ષ સુધી પૈગંડ અવસ્થામાં વ્રતરહિત બાળક મરણ પામે તો પૈગંડ અવસ્થાવાળા બાળકોને ભોજન કરાવવું.[૯૬] પાંચ વર્ષથી ઉપરના જનોઈવાળાં અથવા તો જનોઈ વગરનાં બાળક મરી જાય તો તેને અનુક્રમે દૂધપાકથી તથા ગોળથી દશ પિંડ આપવા.[૯૭] પૈગંડ અવસ્થામાં મરણ પામેલાની એકાદશાહ દ્વાદશાહ, નીલોત્સર્ગ, તથા મહાદાન નામની ક્રિયા કરવી નહિ, બીજી ક્રિયા કરવી. [૯૮] પિતા જીવતા હોય તો પૈગંડ અવસ્થામાં સપિંડીકરણ કરવું નહિ, પરંતુ બારમે દિવસે એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. સ્ત્રીઓને તથા શૂદ્રોને જનોઈને ઠેકાણે વિવાહ કહ્યો છે. જનોઇ દીધા પહેલાં સર્વે વર્ણોને અવસ્થાના પ્રમાણમાં ક્રિયા કરવી.[૯૯] નાની અવસ્થામાં થોડા કર્મોનો પ્રસંગ પડે છે અને વિષયોનું બંધન પણ થોડું હોય છે તેથી નાની અવસ્થામાં ક્રિયા પણ થોડી કરવાનું કહ્યું છે.[૧૦૦] કિશોર અને તરુણ અવસ્થામાં શય્યા દાન, નીલોત્સર્ગ વગેરે ક્રિયા કરવી, પદદાન, મહાદાન અને ગોદાન પણ આપવાં.[૧૦૧] સર્વે સંન્યાસીઓને દાહ કરવાનું તેમ ઉદક દાનનું કહ્યું નથી, પુત્રોએ એના દશગાત્રાદિક પણ કરવાં નહિ.[૧૦૨] કારણ કે મનુષ્ય દંડ ધારણ કરવાથી નારાયણ સ્વરૂપ થાય છે. અને એ મન વાણી તથા કાયારૂપી ત્રણ દંડોને ધારણ કરે છે તેથી તેને પ્રેત થવાનો સમય આવતો નથી.[૧૦૩] જ્ઞાની સ્વસ્વરૂપના

અનુભવથી સદાય મુક્ત રહે છે માટે જ્ઞાનીઓ પિંડોની ઇચ્છા કરતા નથી.[૧૦૪] માટે તેઓને પિંડાદિક આપવાનું કહ્યું નથી, જલાંજલિ પણ કહી નથી, માત્ર તીર્થ શ્રાદ્ધ, ગયા શ્રાદ્ધ, વગેરે પિતૃભક્તિથી કરવાં.[૧૦૫] હંસ, પરમહંસ, કુટીચક ને બહૂદક, આ ચાર પ્રકારના સંન્યાસીઓ મરી જાય ત્યારે પૃથ્વીમાં ખાડો ખોદીને તેમાં તેને ડાટી દેવા.[૧૦૬] ગંગાઆદિ મહા નદીઓ જ્યાં ન હોય ત્યાં પૃથ્વીમાં ડાટવા અને મહા નદી હોય તો તેમાં પધરાવવા.[૧૦૭]

**गंगादीनामभावेहिपृथिव्यास्थापनंस्मृतम् ॥**
**यत्रसंतिमहानद्यस्तदातास्वेवानिःक्षिपेत् ॥ १०७ ॥**

———:o:———

## અધ્યાય ૧૧ મો.

## દશગાત્રની વિધિ.

**गरुडउवाच-दशगात्रविधिंब्रूहिकृतेकिंसुकृतंभवेत् ॥**
**पुत्राभावेतुकःकुर्यादितिमेवदकेशव ॥ १ ॥**

શ્રી ગરુડ પૂછે છે:-હે ભગવન્ કેશવ! આપ મને દશગાત્રની વિધિ કહો અને એ વિધિ કરવાથી શું પુણ્ય થાય છે તે કહો અને પુત્ર ન હોય તો કોણ એ વિધિ કરવો તે પણ મને કહો.[૧]

શ્રી ભગવાન્ કહે છે:-હે ગરુડ! હું તને દશગાત્રનો વિધિ કહી સંભળાવું છું તેને તું શ્રવણ કર. જે વિધિ કરવાથી સત્પુત્ર પિતાના ઋણમાંથી મુક્ત થાય છે.[૨] પુત્રે શોકનો ત્યાગ કરી, સત્વગુણી ધૈર્યને ધારણ કરીને પિતાની પાછળ પિંડદાન વગેરેની ક્રિયા કરવી અને તે સમયે આંખમાંથી આંસુ પાડવાં નહિ.[૩] કારણ કે પુત્ર તથા સંબંધીઓ આંખમાંથી

આંસુ તથા બડખા પાડે છે તો તેનું પ્રેત પરાધીન થઇને ભક્ષણ કરે છે માટે મરનારના પુત્રે નિરર્થક શોક કરીને રોવું નહિ.[૪] કારણ કે મનુષ્ય રાત દિવસ એમ હજાર વર્ષ સુધી રડ્યા કરે છે તો પણ મરણ પામેલો કોઈ પણ દિવસ તેની દૃષ્ટિએ પડતો જ નથી.[૫] જે જન્મે છે તેનું અવસ્ય મરણ થાય છે અને મરે છે તે અવસ્ય જન્મે છે માટે વિદ્વાન્ મનુષ્યોએ ટાળી ન ટળે એવી બાબતને માટે શોક કરવો નહિ.[૬] કાળને આધીન થયેલો પ્રાણી ફરીને આ લોકમાં પાછો આવે એવો એક પણ દેવતાઇ કે માનવી ઉપાય નથી.[૭] જો અવશ્ય થનારાં પ્રારબ્ધ કર્મનાં ફળોને અટકાવવાનો કોઇ પણ ઉપાય હોત તો નળ, રામ અને યુધિષ્ઠિર દુઃખી થાત નહિ.[૮] કોઇને કોઇની સાથે હંમેશાં સહવાસ રહેતો નથી. પોતાના સ્વપ્ના સમાન શરીરની સાથે પણ નિત્ય સંબંધ રહેતો નથી. તો પછી બીજાં સંબંધીઓની સાથે તો નિત્ય સંબંધ ક્યાંથી રહે.[૯] જેમ કોઈ વાટમાર્ગુ છાયાનો આશ્રય કરીને વિશ્રાંતિ લે અને વિશ્રાંતિ લીધા પછી પાછો ફરીને ચાલવા માંડે એવી રીતે જ પ્રાણીઓનો પણ સમાગમ જાણવો..[૧૦] પ્રભાતમાં જે ભોજન રાંધવામાં આવે છે તે સાયંકાળે બગડી જાય છે. તેવાં અન્નથી પુષ્ટ થયેલી આ કાયા કેવી રીતે નિત્ય રહે?[૧૧] આ દુઃખનાં ઔષધનો વિચાર કરીને પુત્રે અજ્ઞાનથી થયેલા શોકનો ત્યાગ કરીને ક્રિયા કરવી.[૧૨] જો મરનારને પુત્ર ન હોય તો તેની સ્ત્રીએ અને સ્ત્રી ન હોય તો સહોદર ભાઇએ ક્રિયા કરવી અથવા તો શિષ્યે અથવા તો સપિંડ પુરુષે ક્રિયા કરવી.[૧૩] હે ગરુડ! પુરુષ પુત્ર વિનાનો મરણ પામે તો તેના મોટા ભાઇના અથવા તો નાના ભાઇના પુત્રોએ અથવા તો પૌત્રોએ દશગાત્રાદિકની ક્રિયા કરવી.[૧૪] મનુ મહારાજા કહે છે કે સર્વે ભાઇઓમાંથી એક ભાઇને જ જો પુત્ર હોય તો તે પુત્રથી સર્વે ભાઇઓ પુત્રવાળા ગણાય છે.[૧૫] તેમ ઘણી સ્ત્રીઓમાંથી એક સ્ત્રી પુત્રવાળી હોય તો તે પુત્રવડે

સર્વ સ્ત્રીઓ પુત્રવાળી ગણાય છે.[૧૬] પરંતુ સર્વે ભાઇઓ પુત્રવિનાના હોય તો તેઓને મિત્રે પિંડ આપવો. પરંતુ તેની ક્રિયા કરવી નહિ. જો કોઇ પણ ન હોય તો છેવટે પુરોહિતે ( ગોરે ) ક્રિયા કરવી.[૧૭] સ્ત્રી અથવા તો પુરુષ કોઇપણ પોતાના સ્નેહીની ઉત્તર ક્રિયા કરે છે તો અનાથ એવા પ્રેતને સંસ્કાર કરવાથી કરોડ યજ્ઞોનું ફળ મળે છે.[૧૮] હે ગરુડ! પિતાની દશગાત્રાદિક ક્રિયા પુત્રે કરવી જોઇએ. પોતાનો મોટો પુત્ર મરી જાય અને તેના ઉપર પિતાને અત્યંત સ્નેહ હોય તોપણ પિતાએ પુત્રની ક્રિયા કરવી નહિ.[૧૯] જો ઘણા પુત્ર હોય, તોપણ પિતાની ક્રિયા એક જ પુત્રે વિધિથી કરવી. દશગાત્રની ક્રિયા, સપિંડીકરણ, સોળ શ્રાદ્ધ, વગેરે ક્રિયા પુત્રો ધન વહેંચીને જૂદા જૂદા રહેતા હોય તોપણ એક જ પુત્રે કરવી યોગ્ય છે, પરંતુ સાંવત્સરાદિક શ્રાદ્ધ પુત્રો જૂદા જૂદા રહેતા હોય તો તેઓએ જૂદી જૂદી કરવી.[૨૦–૨૧] માટે મોટા દીકરાએ દશગાત્ર વગેરે ક્રિયા કરવી, એક સમય ભોજન કરવું, પૃથ્વીપર સુવું, બ્રહ્મચારી ને પવિત્ર રહેવું,[૨૨] સાતવાર પૃથ્વી પ્રદક્ષિણા કરવાથી જે પુણ્ય ફળ મળે છે તે પુણ્ય ફળ પુત્રને, માતાપિતાની સેવા કરવાથી મળે છે.[૨૩] દશગાત્રથી આરંભીને આખા વર્ષની ક્રિયા કરવાથી પુત્રને ગયામાં શ્રાદ્ધ કરવાનું ફળ મળે છે.[૨૪] કુવામાં તળાવમાં, બગીચામાં, તીર્થમાં, અથવા તો દેવાલયમાં, જઇને મંત્ર ભણ્યા વગર સ્નાન કરવું.[૨૫] તે પછી પવિત્ર થઇ દક્ષિણ દિશા તરફ મુખ કરીને એક વેદી બનાવવી અને તેને છાણથી લિંપવી,[૨૬] એ વેદી ઉપર પાંદડું પાથરીને તેના ઉપર દર્ભના કૌશિક બ્રાહ્મણની મૂર્તિની સ્થાપના કરવી, તેની પાદ્ય તથા અર્ધ્ય વગેરેથી પૂજા કરવી, અને પછી अतसी पुष्पसंकाशं એ મંત્ર ભણીને નમસ્કાર કરવા.[૨૭] તે પછી તેની આગળ દર્ભનું આસન મૂકીને તેના ઉપર પુત્રે અમુક પ્રેતનું નામ તથા ગોત્રનું ઉચ્ચારણ કરીને પિંડ આપવા.[૨૮] એ પિંડ ચોખાના લોટના અથવા તો જવના લોટના

કરવા, પિંડ આપ્યા પછી વાળો, ચંદન, ભાંગરો, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, સુખવાસ, દક્ષિણા વગેરે અર્પણ કરવાં.[૨૯] કાકબલિ આપવી અને તે પછી દૂધ તથા પાણીના પાત્રમાં વર્ધમાન જલાંજલિ અમુક પ્રેતનું નામ લઇને તેને હું અર્પણ કરું છું. એમ કહીને અર્પણ કરવી.[૩૦] અન્ન, વસ્ત્ર, જળ, તથા બીજા પદાર્થ જે કાંઈ પ્રેતના નામનું ઉચ્ચારણ કરીને પ્રેતને આપવામાં આવે છે તે પ્રેતને અનંત ફળ આપનારું થઈ પડે છે.[૩૧] પ્રથમ દિવસથી લઇને સપિંડીકરણ સુધીનુ કર્મ કરતી વખતે મરણ પામેલી સ્ત્રી અથવા તો પુરુષને અમુક પ્રેત એમ કહીને તેનું નામ બોલવું.[૩૨] પ્રથમ દિવસે જે વિધિથી પિંડનું દાન કરવામાં આવે તે જ વિધિથી અન્નના નવ પિંડો આપવા.[૩૩] નવમે દિવસે મરણ પામેલાને સ્વર્ગમાં મોકલવાની ઇચ્છાથી તેના સપિંડીઓએ પોતાનાં શરીર ઉપર તેલ ચોળવું.[૩૪] તે પછી નગરની કે ગામની બહાર સ્નાન કરીને, દરો તથા ચોખા લઇ, સ્ત્રીઓને આગળ કરીને જ્યાં મનુષ્યનું મરણ થયું હોય તે ઘરમાં જવું.[૩૫] અને કહેવું કે દરોના જેવી તમારા કુલની વૃદ્ધિ થાવ, અને ચોખાની પેઠે વિકસિત થાવ, એમ કહીને દરો તથા ચોખાને તે ઘરમાં વેરી દેવા.[૩૬] હે ગરુડ! દશમે દિવસે માંસનો એક પિંડ આપવો, કળિયુગમાં માંસના પિંડનો નિષેધ છે તેથી અડદના પિંડ આપવા.[૩૭] વળી દશમે દિવસે સર્વ કુટુંબીઓએ મુંડન કરાવવું અને ક્રિયા કરનારા પુત્રે પણ પાછું મુંડન કરાવવું.[૩૮] દશ દિવસોમાં નિત્ય એક બ્રાહ્મણને મિષ્ટાન્ન જમાડવું, અને પ્રેતની મુક્તિને માટે બે હાથ જોડીને શ્રીહરિની પ્રાર્થના કરવી.[૩૯] જેઓ અલસીનાં પુષ્પ સમાન ઘનશ્યામ, પીળાં વસ્ત્ર પહેરનારા, અખંડ સ્વરૂપ, શ્રીહરિને નમસ્કાર કરે છે તેઓને ભય લાગતો નથી.[૪૦] આદિ તથા અંત રહિત, શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા, અવિનાશી, એવા શ્વેતકમળ સમાન નેત્રવાળા શ્રીહરિ પ્રેતને મોક્ષ આપજો.[૪૧] શ્રાદ્ધ થઇ રહ્યા પછી આ પ્રમાણે

નિત્ય પ્રાર્થનાનો મંત્ર ભણવો અને પછી સ્નાન કરી, ઘેર જઇ ગાયને ગ્રાસ અર્પણ કરીને ભોજન કરવું.[૪૨]

**इतिसंप्रार्थनामंत्रंश्राद्धांतेमत्यहंपठेत् ॥**
**स्ना त्वागत्वागृहेदत्त्वागोग्रासंभोजनंचरेत् ॥ ४२ ॥**

—:o:—

## અધ્યાય ૧૨ મો.

### એકાદશાહનો વિધિ.

**गरुडउवाच—एकादशादिनस्यापिविधिंब्रूहिसुरेश्वर ॥**
**वृषोत्सर्गविधानंचवदमेजगदीश्वर ॥ १ ॥**

ગરુડ પૂછે છેઃ—હે જગતના ઇશ્વર કેશવ ભગવાન્! અગ્યારમાનો વિધિ અમને કહો, તથા નીલ પરણાવવાનો વિધિ કહો.[૧]

શ્રીભગવાન્ કહે છે;—અગ્યારમે દિવસે સવારમાં જ ગામની બાહાર જલાશય ઉપર જવું અને ત્યાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સર્વ ઉત્તર ક્રિયા પ્રયત્નથી કરવી.[૨] વેદ શાસ્ત્ર ભણેલા બ્રાહ્મણોને નિમંત્રણ કરવું, અને તેની પાસે બે હાથ જોડી નમસ્કાર કરીને પ્રેતની મુક્તિની પ્રાર્થના કરવી.[૩] આચાર્યે પણ સ્નાન સંધ્યા કરી લઇને શુદ્ધ થવું અને અગ્યારમા દિવસનું જે કાંઈ હોય ત શાસ્ત્ર પ્રમાણે કરવું.[૪] દશ દિવસ સુધીની શ્રાદ્ધ ક્રિયા નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરીને મંત્ર ભણ્યા વગર કરવી અને એકાદશાહની ક્રિયામાં વેદના મંત્રથી પ્રેતને પિંડદાન કરવું.[૫] હે ગરુડ! સુવર્ણના વિષ્ણુ કરાવવા, રૂપાના બ્રહ્મા કરાવવા, તાંબાના રુદ્ર કરાવવા, યમ લોઢાના કરાવવા.[૬] પશ્ચિમ દિશામાં વિષ્ણુ કલશનું સ્થાપન કરીને તેમાં ગંગાજળ ભરવું, તેના ઉપર વિષ્ણુનું સ્થાપન કરવું અને તેને પીળાં વસ્ત્ર ઓઢા-

ડવાં.[૭] પૂર્વ દિશા તરફ બ્રહ્મકળશ સ્થાપવો, ને તેમાં ક્ષીરોદક ભરવું, અને તેના ઉપર બ્રહ્માનું સ્થાપન કરીને તેને શ્વેત વસ્ત્ર ઓઢાડવું.[૮] ઉત્તર દિશા તરફ રુદ્ર કુંભની સ્થાપના કરવી, ને તેમાં મધ તથા ઘી ભરવું, અને તેના ઉપર શ્રીરુદ્રની સ્થાપના કરવી અને તેને રાતાં વસ્ત્ર ઓઢાડવાં.[૯] દક્ષિણ દિશામાં યમઘટની સ્થાપના કરવી અને તેમાં ઇંદ્રોદક નાખવું અને તેના ઉપર કાળાં વસ્ત્રો સાથે યમરાજાને પધરાવવા.[૧૦] મધ્યભાગમાં મંડળ કરીને તેના ઉપર કૌશિક બ્રાહ્મણની સ્થાપના કરવી અને પછી દક્ષિણ દિશા તરફ મુખ કરીને અપસવ્યથી તર્પણ કરવું.[૧૧] વિષ્ણુ, બ્રહ્મા, શિવ, ને ધર્મને વેદના મંત્રોથી તૃપ્ત કરવા, તે પછી હોમ કરવો અને દશઘટ વગેરે શ્રાદ્ધ કરવું.[૧૨] તે પછી પિતૃઓના ઉદ્ધારને માટે ગાયનું દાન દેવું અને તે સમયે કહેવું કે, હે માધવ ! આ ગાય હું તમને અર્પણ કરુ છું તે તમારી પ્રીતિ સંપાદન કરો.[૧૩] મરણ પામેલાએ, પહેરેલાં વસ્ત્રો આભુષણો, વાહનો, ઘીથી ભરેલું કાંસાનું પાત્ર, સાત ધાન્ય, તલ વગેરે અષ્ટ મહાદાન, જો અંતકાલ સમયે કર્યાં ન હોય તો તે પણ શય્યાની પાસે મૂકીને એ શય્યાનું દાન બ્રાહ્મણને આપવું.[૧૪–૧૫] તે શય્યાદાન દેતી વખતે બ્રાહ્મણના બન્ને ચરણોને ધોઇને વસ્ત્રાદિકથી તેની પૂજા કરવી, અને તેને લાડુ, પુડલા, દૂધ વગેરે તયાર કરેલું ભોજન જમાડવું.[૧૬] તે પછી પુત્રે તયાર કરેલી શય્યા ઉપર સુવર્ણના પુરુષની સ્થાપના કરવી, અને તેની પૂજા કરીને પછી ઉપર વર્ણવેલી શય્યાને બ્રાહ્મણને આપવી.[૧૭] એ પ્રેતની શય્યાનું બ્રાહ્મણને દાન દેતી વખતે કહેવું કે; સર્વ જાતનાં ઉપકરણોવાળી, તથા પ્રેતની પ્રતિમાવાળી આ શય્યા આપને અર્પણ કરવામાં આવે છે. આમ કહીને કુટુંબવાળા આચાર્યને શય્યાનું દાન આપવું. તે પછી તેને પ્રદક્ષિણા કરીને જવાની આજ્ઞા આપવી,[૧૮–૧૯] આ રીતે શય્યાદાન કરવાથી, નવકઆદિ શ્રાદ્ધ કરવાથી અને

નીલ પરણાવવાથી, પ્રેતને પરમ ગતિ મળે છે.[૨૦] અગ્યારમે દિવસે વિધિપૂર્વક નીલ પરણાવવો, ઓછા અંગવાળો, રોગી, અથવા તો બાળક વાછરડાનો ત્યાગ કરવો, પરંતુ સારાં લક્ષણવાળા તરુણ વાછડાને વાછડીની સાથે પરણાવવો.[૨૧] જેની આંખ રાતી હોય, શરીર પીળું હોય, જેના શીંગડાં, ગળું અને ખરી રાતા રંગનાં હોય, જેનું પેટ શ્વેત અને પીઠ કાળા રંગની હોય એવા બળદનો બ્રાહ્મણે ઉત્સર્ગ કરવો.[૨૨] જેનો રંગ સ્નિગ્ધ અને રાતો હોય તેવા બળદનો ઉત્સર્ગ ક્ષત્રિયે કરવો, વૈશ્યે પીળા રંગના બળદનો ઉત્સર્ગ કરવો, અને શૂદ્રે કાળા રંગના બળદનો ઉત્સર્ગ કરવો, એ સારું ગણાય છે.[૨૩] જેનાં સર્વ અંગો પીળા રંગનાં હોય, અને જેના પગ તથા પુછડું શ્વેત રંગનું હોય તેને પિંગળો બળદ કહેવામાં આવે છે અને તે પિતૃઓની પ્રીતિમાં વધારો કરનારો છે.[૨૪] જે બળદનાં ચરણ તથા પુછડું સફેદ રંગનાં હોય છે અને જેના શરીરનો રંગ લાખના રંગનો હોય છે તે નીલ નામનો બળદ કહેવાય છે.[૨૫] જેના શરીરનો રંગ રાતો હોય, જેનું મુખ તથા પુછડું ધોળા રંગનું હોય, અને ખરી તથા શીંગડાં પિંગળા રંગનાં હોય તે રકતનીલ નામનો બળદ કહેવાય છે.[૨૬] જેનાં સર્વ અંગો એક જ રંગનાં હોય, જેનું પુછડું તથા ખરી પીળા રંગની હોય, તેને નીલપિંગ કરીને કહે છે, અને એ બળદ પૂર્વજોનો ઉદ્ધાર કરનારો છે.[૨૭] જેના શરીરનો રંગ પારેવાના સરખો હોય, જેના લલાટમાં તિલક હોય, તે બળદને બભ્રુનીલ કહે છે અને તે સર્વાંગોથી શોભાયમાન હોય છે.[૨૮] જેનાં સર્વ શરીર શ્યામ રંગનાં હોય છે, બે નેત્ર લાલ રંગનાં તે બળદને પણ નીલ કહેવામાં આવે છે. આ રીતે નીલ બળદ પાંચ પ્રકારનો છે.[૨૯] અને એ નીલ બળદને ઘરમાં રાખવો નહિ પરંતુ તેને તો અવશ્ય છુટો મૂકી દેવો. તેના સંબંધમાં જગતમાં આ પ્રમાણે પુરાતની કથા કહેવામાં આવે છે.[૩૦] ઘણા દીકરાની ઇચ્છા કરવી, કારણ કે

ઘણા પુત્રોમાંથી એક પણ પુત્ર ગયામાં જઇને પિતાનું શ્રાદ્ધ કરે છે. અથવા આઠ વર્ષની કન્યાનો વિવાહ કરે છે અથવા તો નીલ પરણાવે છે.[૩૧] જે પુત્ર ગયામાં જઇને માતા પિતાનું શ્રાદ્ધ કરે છે અથવા તો નીલ પરણાવે છે તેનું નામ જ પુત્ર ગણાય છે. બાકીના પુત્રને વિષ્ઠા સમાન જાણવો,[૩૨] જેના પિતૃઓ રૌરવાદિક નરકમાં પડીને દુઃખી થાય છે તે સર્વ એકવીસ પેઢી સુધીના પિતૃઓ નીલ પરણાવવાથી તરી જાય છે.[૩૩] સ્વર્ગમાં ગયેલા પિતૃઓ પણ નીલ પરણાવવાની ઇચ્છા કરે છે કે અમારા વંશમાં કોઇ પણ પુત્ર નીલ પરણાવશે તો અમે સર્વે પરમગતિને પામશું. કારણ કે સર્વેય યજ્ઞોમાં નીલ યજ્ઞ અમને સર્વને મોક્ષ આપનારો છે.[૩૪–૩૫] માટે હરકોઈ પણ પ્રયત્નથી પિતૃઓની મુક્તિ માટે શાસ્ત્રોકત વિધિથી નીલોત્સર્ગ કરવો.[૩૬] પ્રથમ ગ્રહોનું સ્થાપન કરવું, તે પછી મંત્રો ભણીને તેનું પૂજન કરવું, તે પછી શાસ્ત્ર વિધિ પ્રમાણે હોમ કરવો, અને આતુર થયેલા પુરુષે બળદનું પૂજન કરવું.[૩૭] એક વાછડો અને એક વાછડીને લાવીને તે બન્નેને વિવાહના વિધિ પ્રમાણે કંકણ બાંધવું. માંડવો નાખીને માણેકસ્તંભ રોપવો.[૩૮] રુદ્ર કુંભના પાણીથી વાછડાને તથા વાછડીને નવરાવવાં. તે પછી તેને ચંદન કેસર, કસ્તુરી વગેરે સુગંધી પદાર્થથી તથા પુષ્પોથી તેની પૂજા કરવી, અને પ્રદક્ષિણા કરવી.[૩૯] તે પછી વાછાડાના દક્ષિણ ભાગ ઉપર ત્રિશૂલનું ચિહ્ન કરવું અને ડાબા ભાગ ઉપર ચક્રનું ચિહ્ન કરવું, તે પછી બન્નેને છુટાં કરી, તેની પાસે હાથ જોડીને પુત્રે આ પ્રમાણે મંત્ર ભણવો.[૪૦] તમે ધર્મ સ્વરૂપ છો, બ્રહ્માએ તમને પૂર્વે વૃષના સ્વરૂપમાં ઉત્પન્ન કર્યા છે. તને હું છુટો કરુ છું, તું મારા પિતૃઓને સંસાર સાગરમાંથી તારજે.[૪૧] આ પ્રમાણે મંત્ર ભણીને વાછડાને તથા વાછડીને નમસ્કાર કરવા અને પછી વાછડાને તથા વાછડીને છોડી દેવાં. હે ગરુડ! હું તે મનુષ્યને વરદાન આપું છું અને પ્રેતને મુક્તિ

આપું છું.[૪૨] તે માટે નીલ પરણાવવો. જીવતાં કરે તો તેનું ફળ મળે છે. પુત્રરહિત જે નીલોત્સર્ગ કરે છે, તો પરમ ગતિને સુખથી સંપાદન કરે છે.[૪૩] કાર્તિક આદિ શુભ મહિનામાં, ઉત્તરાયણના સૂર્યમાં, શુક્લપક્ષમાં અથવાતો કૃષ્ણપક્ષમાં દ્વાદશી આદિ તિથિઓમાં, બન્ને ગ્રહણમાં, પવિત્ર તીર્થમાં, દક્ષિણાયન અને ઉત્તરાયણમાં, મેષતુલાની સંક્રાંતિમાં વગેરે વગેરે પર્વોમાં વૃષોત્સર્ગ કરવો.[૪૪–૪૫] શુભ લગ્નમાં શુભ મુહૂર્તમાં પવિત્ર દેશમાં યજમાને સાવધાન થઈ, શાસ્ત્રવિધિ જાણનારા શુભ લક્ષણવાળા બ્રાહ્મણને બોલાવીને,[૪૬] જપ, હોમ તથા દાનથી દેહની શુદ્ધિ કરવી, અને પ્રથમની પેઠેજ હોમ વગેરે સર્વ કૃત્યો કરવાં.[૪૭] તે પછી શાલિગ્રામ ભગવાનનું સ્થાપન કરીને વિષ્ણુશ્રાદ્ધ કરવું, તે પછી આત્મા શ્રાદ્ધ કરવું, અને તે પછી બ્રાહ્મણોને દાન દેવાં, આ પ્રમાણે હે ગરુડ! પુત્રવાળો અથવા તો પુત્રરહિત કોઇપણ નીલ પરણાવે છે તેને નીલ પરણાવવાથી સર્વ કામનાનું ફળ મળે છે.[૪૮–૪૯] અગ્નિહોત્ર આદિ યજ્ઞોથી, અનેક પ્રકારનાં દાનોથી, પણ નીલ પરણવવાથી જેવી ગતી મળે છે, તેવી ગતિ મળતી નથી.[૫૦] બાલ્ય અવસ્થામાં, કુમારાવસ્થામાં પૌગંડાવસ્થામાં, જુવાનીમાં અને વૃદ્ધાવસ્થામાં જે પાપ કરવામાં આવે છે એ સર્વ વૃષોત્સર્ગ કરવાથી નાશ પામે છે, એમાં જરાપણ સંદેહ નથી.[૫૧] મિત્રદ્રોહી, કૃતઘ્ની, મદિરા પીનાર, ગુરુપત્નીની સાથે ગમન કરનાર, બ્રાહ્મણની હત્યા કરનાર, અને સુવર્ણની ચોરી કરનાર આ સર્વે પાપીઓ વૃષોત્સર્ગ (નીલ પરણવવા) કરવાથી સર્વ પાપોમાંથી છુટે છે.[૫૨] માટે હે ગરુડ! સર્વ પ્રકારના પ્રયત્નથી વૃષયજ્ઞ (નીલ) કરવો. હે ગરુડ! વૃષોત્સર્ગના સમાન પુણ્ય ત્રણેય લોકમાં નથી.[૫૩] પતિ અને પુત્રના જીવતાં જો સ્ત્રી મરણ પામે તો નીલ પરણાવવો નહિ પણ દુઝણી ગાયનું દાન દેવું.[૫૪] હે ગરુડ! જે પુરુષ બળદની કાંધ ઉપર જોસરી મૂકે છે, તથા તેની પીઠ ઉપર બેસે છે તે

મનુષ્ય કલ્પપર્યંત ભયંકર નરકમાં પડે છે.[૫૫] જે નિર્દય પુરુષ મુઠીથી અથવા તો લાકડીથી બળદને મારે છે તે પુરુષ એક કલ્પપર્યંત યમના દુઃખને ભોગવે છે.[૫૬] આ પ્રમાણે નીલ પરણાવ્યા પછી સપિંડીકરણ કર્યા પછી સોમ શ્રાદ્ધ કરવાં, તેનો વિધિ હું તમને કહું છું.[૫૭] જે ઠેકાણે મનુષ્ય મરી ગયું હોય ત્યાં, બારણામાં, અર્ધા માર્ગમાં, ચિતામાં, શબના હાથમાં, અસ્થિસંચય કરતી વખતે, એમ છ પિંડ તથા દશ દિવસમાં દશ પિંડ આપવા.[૫૮] આ પ્રથમ મલિન ષોડસી કહી. હવે મધ્યમ ષોડસી તમને કહું છું. પ્રથમ વિષ્ણુને પિંડ આપવો, બીજો શિવને, ત્રીજો યમના પરિવારને આપવો.[૫૯-૬૦] ચોથો સોમરાજને આપવો, પાંચમો હવ્યવાહ અગ્નિને આપવો, છઠ્ઠો કવ્યવાહને આપવો, સાતમો કાલને આપવો, આઠમો પિંડ મહાદેવને આપવો, નવમો પુરુષને આપવો, દશમો પ્રેતને આપવો, અગ્યારમો વિષ્ણુને આપવો.[૬૧-૬૨] બારમો બ્રહ્માને આપવો, તેરમો વિષ્ણુને આપવો, ચૌદમો શિવને આપવો, પંદરમો યમને આપવો,[૬૩] હે ગરુડ! સોળમો તત્પુરુષને આપવો, તત્ત્વવેત્તાપુરુષો આને મધ્યમ ષોડસી કહે છે.[૬૪] બાર મહિનામાં બાર માસિક, પાક્ષિક, ત્રિપાક્ષિક, ઉનષાણ્માસિક, અને ઉનાબ્દિક, આ ઉત્તમ ષોડસી મેં તમને કહી સંભળાવી. હે ગરુડ! અગ્યારમે દિવસે ક્ષીર રાંધીને ષોડસી કરવી.[૬૫-૬૬] આ રીતે ત્રણે ષોડસીના અડતાલીસ શ્રાદ્ધ પ્રેતપણાનો નાશ કરે છે. જેની પાછળ આ સર્વે શ્રાદ્ધ થાય છે તે પિતૃઓની પંકિતઓનો ભાગી થાય છે.[૬૭] પિતૃઓની પંકિતમાં પ્રવેશ કરવા માટે ત્રણેય ષોડસી કરવી, જેની પાછળ આ અડતાળીસ શ્રાદ્ધ થતાં નથી તે ઘણો સમય સૂધી પ્રેત રહે છે.[૬૮] પ્રાણીની પાછળ જ્યાં સૂધી ત્રણે ષોડસીનાં શ્રાદ્ધ કરવામાં આવતાં નથી ત્યાં સૂધી તેને પુત્રે કરેલાં અથવા તો બીજાંઓએ કરેલાં શ્રાદ્ધ પહોંચતાં નથી.[૬૯] માટે પુત્રે ત્રણે ષોડસી કરવી. અથવા તો સ્ત્રીએ

પોતાના પતિનાં ષોડસ શ્રાદ્ધ કરવાં, કે જેથી પતિને મોક્ષ મળે.[૭૦] જે સ્ત્રી મરણ પામેલા પતિની પાછળી ઉત્તર ક્રિયા કરે છે તથા ક્ષય તિથિને દિવસે, આશ્વિન માસમાં, ને શ્રાદ્ધપક્ષમાં શ્રાદ્ધ કરે છે તે સ્ત્રીને હું સતી સ્ત્રી કહું છું.[૭૧] જે સ્ત્રી પોતાના મરણ પામેલા ભર્તારની સેવા કરે છે એ પતિવ્રતા સ્ત્રી ભર્તારના ઉપકારને માટે જીવે છે, અને તેનું જીવીત પણ સફળ છે.[૭૨] કોઈ પ્રમાદથી અગ્નિ અથવા તો જળથી મરણ પામે તો તેને વિધિ પ્રમાણે સર્વ કર્મ કરવાં.[૭૩] પ્રમાદથી અથવા તો ઇચ્છાથી અથવા તો જો કોઈ સર્પના કરડવાથી મરણ પામે તો બન્ને પક્ષમાં પંચમીને દિવસે નાગની પૂજા કરવી,[૭૪] લોટના સર્પ બનાવવા અથવા તો પૃથ્વીપર સર્પની આકૃતિ આળેખવી, અને શ્વેત સુગંધી પુષ્પોથી તથા ચંદનથી તેની પૂજા કરવી.[૭૫] ધૂપ, દીપ કરવો, ચોખા અને તલ નાગદેવની આગળ ધરવા, કાચો લોટ તથા દૂધ પણ નાગદેવની આગળ ધરવું.[૭૬] શકિત પ્રમાણે બ્રાહ્મણને સુવર્ણનો સર્પ અને ગાય આપવી, અને હાથ જોડીને બોલવું કે, નાગરાજા મારા ઉપર પ્રસન્ન થજો.[૭૭] તે પછી મરણ પામેલાની પાછળ નારાયણ બલિ કરવી, એ પ્રમાણે ક્રિયા કરવાથી મરનારનો સ્વર્ગમા વાસ થાય છે અને સર્વ પાપોમાંથી છુટે છે.[૭૮] આ પ્રમાણે સર્વ ક્રિયા કર્યા પછી પાણીનો ભરેલો એક ઘડો તથા અન્ન એક વર્ષ સૂધી નિત્ય આપવાં, અથવા તો અગ્યારમે દિવસે ત્રણસો આઠ પિંડ તથા જલાંજલિ આપવી.[૭૯] અગ્યારમે દિવસે કર્મ કર્યા પછી બારમે દિવસે સપિંડી કર્મ કરવું, અને સૂતક ઉતરી ગયા પછી શય્યાદાન અને પદદાન દેવાં.[૮૦]

एवमेकादशेकृत्वाकुर्यात्सापिंडनंततः ॥
शय्यापदानांदानंचकारयेत्सूतकेगते ॥ ८० ॥

## અધ્યાય ૧૩ મો.

### સપિંડનો વિધિ, સૂતકનો નિર્ણય, તથા શય્યા અને પદની સામગ્રી.

**गरुडउवाच—सपिंडनविधिंब्रूहिसूतकस्यचनिर्णयम् ॥**
**शय्यापदानांसामग्रींतेषांत्रमाहिमामभो ॥ १ ॥**

ગરુડ પૂછે છે;—હે પ્રભુ! તમે મને સપિંડનો વિધિ, સૂતકનો નિર્ણય, તથા શય્યાદાન અને પદની સામગ્રી તથા તેનો મહિમા કહો.[૧]

શ્રીભગવાન્ કહે છે;—હે ગરુડ! સાંભળ. હું તને સપિંડી કરણનો સંપૂર્ણ વિધિ કહું છું. જે સપિંડીની ક્રિયા કરવાથી મનુષ્ય પ્રેતના નામનો ત્યાગ કરીને પિતૃઓના ગણમાં પ્રવેશ કરે છે.[૨] જેઓનો પિંડ પિતામહ એવા શિવાદિકોને વિશે મેળવવામાં આવતો નથી તેઓને પુત્રો અનેક પ્રકારનાં શ્રાદ્ધો આપે છે, છતાં પહોચતાં નથી.[૩] વળી પુત્ર પણ સપિંડી કર્યાં વગર સદાય અશુદ્ધ રહે છે, કદી પણ શુદ્ધ થતો નથી. તેમ સૂતક પણ ઉતરતું નથી.[૪] તે માટે પુત્રે સૂતકના અંતમાં સર્વની સપિંડીકરણ ક્રિયા કરવી. એ ક્રિયા કરવાનો વિધિ હું તને કહું છું.[૫] બ્રાહ્મણ દશમે દિવસે, ક્ષત્રિય બારમે દિવસે, વૈશ્ય પંદરમે દિવસે અને શૂદ્ર એક મહિને શુદ્ધ થાય છે.[૬] મૃત્યુ સૂતકમાં સપિંડીઓ એટલે સાત પેઢીના પુરુષો દશ દિવસે શુદ્ધ થાય છે, કુળના પુરુષો ત્રણ રાત્રિએ શુદ્ધ થાય છે, અને દશ પેઢીના પુરુષો કેવળ સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.[૭] સપિંડીઓ મૃત્યુ સૂતકમાં દશ રાત્રિએ શુદ્ધ થાય છે, પાંચમો પુરુષ છ રાત્રિએ શુદ્ધ થાય છે, છઠ્ઠો પુરુષ ચોથે દિવસે શુદ્ધ થાય છે અને સાતમો પુરુષ ત્રણ દિવસે પવિત્ર થાય છે.[૮] આઠમો પુરુષ એક દિવસે પવિત્ર થાય છે,

નવમો બે પ્રહરમાં પવિત્ર થાય છે અને દશમો પુરુષ કેવળ સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. આ પ્રમાણે મરણનું અને જન્મનું સૂતક લાગે છે.[૯] કોઈ પરદેશમાં ગયો હોય અને ત્યાં કોઇનું મરણ સાંભળે તો દશ દિવસમાં જેટલા દિવસ અધુરા હોય એટલા દિવસ જ તેને સૂતક લાગે છે.[૧૦] પરંતુ દશ રાત્રિ વીતી ગયા પછી જો જાણવામાં આવે છે, તો ત્રણ રાત સૂતક લાગે છે. એક વર્ષ વીતી ગયા પછી સાંભળે છે તો સ્નાન માત્રથી શુદ્ધિ થાય છે.[૧૧] જો મૃત્યુસૂતકને છ દિવસ વીતી ગયા પછી સાંભળવામાં આવે તો ત્રણ રાત્રિ સૂતકની અશુદ્ધિ રહે છે. અને એક વર્ષ વીતી ગયા પછી સાંભળવામાં આવે તો કેવળ સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે.[૧૨] દાંત આવ્યા પહેલાં મરણ પામે તો સ્નાન માત્રથી શુદ્ધિ થાય છે, દાંત આવ્યા પછી ચૌલ કર્મ કર્યાં સુધી મરણ પામે તો એક રાત્રિ સૂતક લાગે અને ચૂડા કર્મ કર્યાં પછી અને ઉપવીત સંસ્કારની પહેલાં મરણ પામે તો ત્રણ રાત્રિ સૂતક લાગે અને જનોઇ દીધા પછી મરણ પામે તો દશ રાત્રિનું સૂતક લાગે છે.[૧૩] જન્મથી લઇને ચૂડા કર્મ સુધી અર્થાત્ સત્યાવીસ મહિના સુધીમાં જો કન્યા મરણ પામે તો સર્વે વર્ણના મનુષ્યોને કેવળ સ્નાન જ લાગે છે.[૧૪] અને સત્યાવીસ મહિનાની આગળ સગાઇ કર્યાં સુધીમાં મરણ પામે છે તો એક દિવસનું સૂતક લાગે છે અને તે પછી વધારે મોટી થયેલી કન્યાનું ત્રણ રાત્રિ સૂતક લાગે છે, આવો નિર્ણય કર્યો છે.[૧૫] વાગ્દાન એટલે સગાઇ કર્યાં પછી તથા પરણ્યા પછી પિતા તથા વર બન્નેને ત્રણ દિવસનું સૂતક લાગે છે.[૧૬] જો છ મહિનામાં જ ગર્ભ પડી જાય તો જેટલે મહિને ગર્ભ પડી ગયો હોય તેટલા દિવસ સૂધી ગર્ભવતીને સૂતક લાગે છે.[૧૭] અને છ મહિના પછી જો ગર્ભ પડી જાય તો પોતાની જાતિ અનુસાર માતાને સૂતક લાગે છે,[૧૮] અને સપિંડીઓમાં ગર્ભસ્રાવ

(ગર્ભ પડી જવો) થયો હોય તો કેવળ સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે.[૧૮] સર્વે વર્ણો જન્મ સૂતકમાં અને મરણ સૂતકમાં દશમે દિવસે શુદ્ધ થાય છે, આવો કળિયુગમાં શાસ્ત્રનો નિશ્ચય છે.[૧૯] આશીર્વાદ, દેવપૂજા, પ્રત્યુત્થાન, નમસ્કાર, શય્યા ઉપર શયન વગેરે મૃત્યુ સૂતકમાં કરવું નહિ તથા બીજાઓને અડકવું નહિ.[૨૦] સંધ્યા, દાન, જપ, હોમ, વેદાધ્યયન, પિતૃઓનું તર્પણ, બ્રાહ્મણ ભોજન તથા વ્રત આ સર્વ પણ મૃત્યુ સૂતકમાં કરવાં નહિ.[૨૧] જે પુરુષ મૃત્યુ સૂતકમાં નિત્ય નૈમિત્તિક અને કામ્ય કર્મ કરે છે, તેનાં પ્રથમ કરેલાં નિત્યાદિક કર્મ નાશ પામે છે.[૨૨] ચાંદ્રાયણાદિક વ્રત ધારીને, મંત્રથી પવિત્ર થયેલા બ્રાહ્મણને, અગ્નિહોત્રી બ્રાહ્મણને, બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને, સંન્યાસીને અને રાજાને આટલાને સૂતક લાગતું નથી.[૨૩] વિવાહમાં, ઉત્સવમાં તથા યજ્ઞમાં મૃત્યુ સૂતક કદાચ આવી લાગે તો સૂતકની પહેલાં કર્મનો આરંભ કર્યો હોય તો પછી યજમાનને સૂતક લાગતું નથી અને તેને ત્યાં વરેલા બ્રાહ્મણોને પણ દોષ લાગતો નથી, આમ મનુ કહે છે.[૨૪] જે પુરુષ સૂતકીને ઘેરથી અજાણતા અન્ન આણે છે તેને દોષ લાગતો નથી. પરંતુ દાતા માગનારાને અન્ન આપ્યા છતાં પણ દોષનો ભાગી થાય છે.[૨૫] જે પુરુષ પોતાનું સૂતક છુપાવીને બ્રાહ્મણને અન્ન આપે છે અને બ્રાહ્મણો જાણી જોઇને અન્નને ગ્રહણ કરે છે તો તે બ્રાહ્મણો દોષના ભાગી ઠરે છે.[૨૬] તે માટે સૂતકની શુદ્ધિ અર્થે પિતાનું સપિંડી કરણ નામનું કર્મ કરવું એટલે તે પિતૃઓની સાથે પિતૃના લોકમાં જાય છે.[૨૭] બારમે દિવસે, ત્રિપક્ષીના શ્રાદ્ધમાં, છમાસિકમાં, અથવા તો એક વર્ષે તત્ત્વવેત્તા મુનિઓએ સપિંડીકરણ કરવાનું કહ્યું છે.[૨૮] પરંતુ હે ગરુડ! હું ધર્મશાસ્ત્રના અનુસાર કહું છું કે, ચારેય વર્ણના પુરુષોએ બારમે દિવસે સપિંડીકરણ કરવું.[૨૯] કળિમાં અનેક ધર્મો છે, પુરુષોનું આયુષ્ય પણ ઓછું છે, તથા શરીર અસ્થિર છે એટલા માટે

બારમે દિવસે સપિંડીકરણ કરવું સારું ગણાય છે.[૩૦] ઉપવીત સંસ્કાર, ઉત્સવો, વ્રતનું ઉદ્યાપન તથા વિવાહાદિક કર્મ ઘરનો ધણી મરણ પામે ત્યારે કરવાં નહિ.[૩૧] ભિક્ષુક ભિક્ષા લેતો નથી, પિતૃઓ પિંડ ગ્રહણ કરતા નથી, નિત્ય કર્મ તથા નૈમિત્તિક કર્મ કરવામાં આવતાં નથી. આ સર્વ જ્યાં સૂધી સપિંડીકરણ કરવામાં આવતું નથી ત્યાં સૂધી કરવામાં આવતાં નથી.[૩૨] કર્મનો લોપ કરવાથી મનુષ્ય દોષભાગી થાય છે, માટે અગ્નિહોત્રીએ અથવા તો નિરગ્નિકે બારમે દિવસે સપિંડીકરણ કરવું.[૩૩] સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ થાય છે, સર્વ યજ્ઞ કરવાથી જે ફળ થાય છે, તે ફળ બારમે દિવસે સપિંડીકરણ કરવાથી થાય છે.[૩૪] માટે સ્નાન કરીને જ્યાં મરણ થયું હોય તે ઠેકાણે છાણથી લીપવું અને પછી પુત્રે શાસ્ત્ર વિધિથી સપિંડીકરણ કરવું.[૩૫] પાદ્ય, અર્ધ, આચમન, ઇત્યાદિકથી વિશ્વેદેવતાનું પૂજન કરવું. તે પછી વિકીર પિંડ આપીને હાથ ધોવા અને આચમન કરવું.[૩૬] અનુક્રમે વસુ, રુદ્ર અને આદિત્યરૂપ પિતામહ આદિને ત્રણ પિંડ આપવા અને ચોથો મરણ પામેલાને પિંડ આપવો.[૩૭] ચંદન, તુલસીપત્ર, ધૂપ, દીપ, નૈવેદ્ય, વસ્ત્ર, દક્ષિણા, વગેરેથી પૂજા કરવી.[૩૮] મરણ પામેલા પુરુષના પિંડના સોનાની સળીથી ત્રણ કટકા કરીને તે ત્રણે કટકાને પિતામહ, વગેરેના ત્રણ પિંડની સાથે જુદા જુદા મેળવી દેવા.[૩૯] અને પિતામહીના પિંડની સાથે માતાના પિંડને મેળવવો, અને પિતામહના પિંડની સાથે પિતાના પિંડને મેળવવો. આ પ્રમાણે સપિંડીકરણ શ્રાદ્ધ કરવું. હે ગરુડ! આવો મારો મત છે.[૪૦] જેનો પિતા મરણ પામ્યો હોય અને પિતામહ જીવતો હોય તેણે પ્રપિતામહ આદિથી ત્રણને પિંડ આપવા.[૪૧] પિતાના પિંડના ત્રણ કટકા કરીને પ્રપિતામહ આદિના પિંડોમાં તેને મેળવવા. જો પિતામહી (દાદી) વિદ્યમાન હોય અને તેની પહેલાં માતા મરણ પામે તો,[૪૨] માતાન

શ્રાદ્ધમાં પિતાની પેઠે જ શ્રાદ્ધ વિધિ કરવી, અથવા તો મારે વિશે અને મહાલક્ષ્મીને વિશે એના પિંડને મેળવવા.[૪૩] જે સ્ત્રીને પુત્ર ન હોય તેનું સપિંડીકરણ પતિએ કરવું અને એ સ્ત્રીનું તેની સાસુ વગેરેની સાથે સપિંડીકરણ થાય છે.[૪૪] હે ગરુડ! પતિ, પિતા, પિતામહ આદિના પિંડની સાથે સ્ત્રીને પિંડ દેવો, આવો મારો મત નથી. કારણ કે સ્ત્રીઓનું સપિંડીકરણ સ્ત્રીઓની સાથે અને પુરુષોનું સપિંડીકરણ પુરુષોની સાથે કરવું, આવો મારો મત છે.[૪૫] હે ગરુડ! કદાચિત્ સ્ત્રી પુરુષ બન્ને એક ચિતામાં બળી મુવાં હોય તો સપિંડીકરણ કરતી વેળાએ વચમાં તૃણ મૂકીને સાસુ વગેરેની સાથે સપિંડીકરણ કર્મ કરવું.[૪૬] પુત્રે પ્રથમ પિતાને પિંડાદિક અર્પણ કરવા અને તે પછી પુત્રે ફરીને નાહીને સતીનું સપિંડીકરણ કરવું.[૪૭] જે સતી પતિના દશ દિવસમાં ચિતામાં દગ્ધ થાય, તેનું સપિંડીકરણ તથા શય્યા દાન તેના પતિના સપિંડીકરણને દિવસે જ કરવાં.[૪૮] હે ગરુડ! ઉપર પ્રમાણે સપિંડીકરણ ક્રિયા કરીને પછી પિતૃ તર્પણ કરવું અને વેદના મંત્રોથી સ્વધાકારનો ઉચ્ચાર કરવો.[૪૯] તે પછી અભ્યાગત બ્રાહ્મણને ભોજન કરાવવું. સદાય હંતકાર કરવો, કે જેથી પિતૃઓ, દેવતાઓ, મુનિઓ અને દાનવો એ સર્વે પ્રસન્ન થાય છે.[૫૦] એક ગ્રાસની ભિક્ષા ગણાય છે, ચાર ગ્રાસનો પુષ્કલ થાય છે અને ચાર પુષ્કલોને એક હંતકાર કહે છે.[૫૧] સપિંડીકરણમાં બ્રાહ્મણોના ચરણને ચંદન લગાડવું, અક્ષતોથી તેની પૂજા કરવી, અને પિતૃઓની અક્ષય તૃપ્તિને માટે બ્રાહ્મણોને દાન આપવું.[૫૨] એક વર્ષ સુધી ચાલે તેટલી આજીવિકા આપવી, ઘી, અન્ન, સુવર્ણ, રૂપું, સુશીલાગાય, ઘોડા, હાથી, રથ અને પૃથ્વી એ આચાર્યને આપવા.[૫૩] તે પછી મંત્રોથી સ્વસ્તિવાચનપૂર્વક કુંકુમ, અક્ષત, નૈવેદ્ય, વગેરેથી ગ્રહો, દેવી અને ગણેશની પૂજા કરવી.[૫૪] તે પછી આચાર્યે મંત્રો ભણીને અભિષેક કરવા, હાથમાં

સૂત્ર બાંધીને મંત્ર ભણીને પવિત્ર અક્ષતો આપવા.[૫૫] તે પછી અનેક જાતનાં સુંદર મિષ્ટાન્ન બ્રાહ્મણોને જમાડવાં અને બાર પાણીના ઘડા, આમાન્ન તથા દક્ષિણા આપવી.[૫૬] બ્રાહ્મણોને ભોજન કરાવ્યા પછી બ્રાહ્મણે જલનો, ક્ષત્રિયે શસ્ત્રનો, વૈશ્યે પરોણીનો અને શૂદ્રે દંડનો સ્પર્શ કરવો.[૫૭] આ પ્રમાણે સપિંડીકરણ ક્રિયા કરવી, અને ક્રિયા કર્યાં પછી તે ક્રિયાનાં વસ્ત્રો ત્યાગ કરીને સ્વચ્છ શ્વેત વસ્ત્ર પહેરવાં અને શય્યાનું દાન દેવું.[૫૮] સર્વે દેવો તથા ઈંદ્ર શય્યાના દાનનાં વખાણ કરે છે માટે જીવતાં અથવા તો મરણ પછી શય્યાનું દાન દેવું.[૫૯] તે શય્યા સીસમની સુંદર બનાવી, સારાં ચિત્રો તેના ઉપર ચિતરીને રમણીય અને મજબૂત કરાવવી. તેને સૂત્રની પાટીથી ભરવી, સુવર્ણનાં પતરાંઓથી સુંદર શણગારવી.[૬૦] હંસના જેવા સ્વચ્છ અને સુંદર રુવાળાં તેના ઉપર ગાદલાં બીછાવવાં, સુંદર ઓસીકું તેના ઉપર બીછાવવું, સારો ઓછાડ ઓછાડવો, પુષ્પો અને ચંદન વગેરે સુગંધી પદાર્થોથી તેને સુગંધી બનાવવી.[૬૧] દેવતાઈ બંધનોથી તેને ચોતરફથી બાંધવી. તે સારી વિશાળ હોવી જોઇએ, સુખ આપનારી હોવી જોઇએ. આવી એક શય્યા પાથરીને પૃથ્વી ઉપર ઢાળવી.[૬૨] છત્ર, રૂપાનો દીવો, ચામર, આસન, પાત્ર, ઝારી, કરવો, અરીસો એ સર્વ શય્યા ઉપર મૂકવાં અને તેના ઉપર પંચરંગી ચંદરવો બાંધવો.[૬૩]

આ ઉપરાંત બીજી જે કંઈ સામગ્રી હોય તે સર્વ શય્યા ઉપર મૂકવી તથા શ્રી લક્ષ્મી નારાયણની મૂર્તિની પણ શય્યા ઉપર સ્થાપના કરવી અને શ્રીહરિને તથા લક્ષ્મીજીને સર્વ આભૂષણો તથા શસ્ત્ર અને વસ્ત્રોથી સજ્જીત કરવાં.[૬૪-૬૫] જો સૌભાગ્યવતી સ્ત્રીની પાછળ શય્યાદાન આપવું હોય તો કાજળ, અક્ષતો, કુંકુમ, વસ્ત્રો, આભૂષણ, કાંસકી વગેરે સર્વ વસ્તુઓ મૂકીને આપવી.[૬૬] ગંધ તથા પુષ્પોથી બ્રાહ્મણની પૂજા

કરવી, કુંડળ, કડાં, વીંટી, વગેરે આભૂષણો અને સુવર્ણનો દોરો શય્યા ઉપર મૂકવો.[૬૭] માથાપરની પાઘડી, દુપટો, ચોળી, વગેરે બીજી પણ કેટલીએક વસ્તુઓ સુખશય્યામાં શ્રીલક્ષ્મી નારાયણની આગળ મૂકવાં.[૬૮] કુંકુમ, કેસરથી તથા પુષ્પની માળાઓથી શ્રીહરિનું તથા લક્ષ્મીનું પૂજન કરવું. તે પછી લોકપાળોનું, ગ્રહોનું, દેવીનું અને ગણપતિનું પૂજન કરવું.[૬૯] તે પછી બ્રાહ્મણની સન્મુખ ઉત્તર દિશા તરફ મુખ કરી હાથમાં પુષ્પો લઇને બ્રાહ્મણની સન્મુખ ઉભા રહીને નીચેનો મંત્ર ભણવો.[૭૦] હે શ્રીકૃષ્ણ ! જેમ આપ ક્ષીર સમુદ્રમાં શય્યા ઉપર પોઢો છો તેમ જ આ શય્યા પણ મને જન્મ જન્મમાં મળ્યા કરે એવી મારી પાર્થના છે.[૭૧] આ પ્રમાણે મંત્ર ભણીને બ્રાહ્મણ તથા શ્રીહરિની પ્રતિમાની સન્મુખ પુષ્પાંજલિ અર્પણ કરી, સંકલ્પ કરીને બ્રાહ્મણને તે શય્યા તથા ઉપસ્કરનું દાન દેવું.[૭૨] ઉપનયન સંસ્કાર કરનારા વેદવેત્તા બ્રાહ્મણને શય્યાનું દાન દેવું અને દાન દેતી વખતે કહેવું કે હે બ્રાહ્મણ! તમે આ દાનને ગ્રહણ કરો; દેનાર યજમાન અને લેનાર બ્રાહ્મણ બન્ને વિષ્ણુરૂપ છે આમ કહેવું.[૭૩] તે પછી શયા ઉપર બેઠેલા બ્રાહ્મણને, લક્ષ્મીને, અને શ્રીહરિને શયા ઉપાડીને આંદોલન કરાવવું અને પછી પ્રદક્ષિણા કરી, નમસ્કાર કરીને સંકલ્પ પૂર્વક બ્રાહ્મણને શયાનું દાન દેવું.[૭૪] જો પોતાની પાસે વૈભવ હોય તો સર્વ જાતની સામગ્રી સાથે સુખે નિદ્રા કરવા માટે શયા તથા અત્યંત સુંદર ઘર આપવું.[૭૫] જો પુરુષને જીવતાં જ પોતાને હાથે શયાનું દાન તથા નીલોત્સર્ગ કરવો હોય તો પર્વણીને દિવસે કરવો;[૭૬] શય્યાનું દાન એકને જ આપવું, ઘણાકને આપવું નહિ. જો શય્યાના વિભાગ કરવામાં આવે અથવા તો તેને વેચવામાં આવે છે તો તે નરકમાં નાંખે છે.[૭૭] સુપાત્રને શયા આપવાથી મનોવાંછિત ફળ મળે છે. પિતા અને પુત્ર પરલોકમાં તથા આ લોકમાં સુખ ભોગવે છે. શયાનું દાન દેવાથી

ઇંદ્રના દિવ્યભવનમાં અથવા તો સૂર્યપુત્રના ઘરમાં અવશ્ય વાસ થાય છે.[૭૮–૭૯] તે ઉત્તમ વિમાન ઉપર બેસીને અપ્સરાના મંડળથી સેવાતો મહાપ્રલય થતાં સુધી પીડારહિત થઈને રહે છે.[૮૦] સર્વે તીર્થોમાં સ્નાન કરવાથી જે પુણ્ય થાય છે અને સર્વે પર્વોમાં દાન દેવાથી જે પુણ્ય થાય છે તેના કરતાં પણ અધિક પુણ્ય શયાના દાનથી થાય છે.[૮૧] આ પ્રમાણે પુત્રે પિતાની તથા માતાની પાછળ શયાનું દાન દેવું અને પછી પદનું દાન દેવું. પદદાન કેવી રીતે આપવું, એ વિશે હું તને યથાર્થ રીતે કહું છું તે તું સાંભળ.[૮૨] છત્ર, પગરખાં, વસ્ત્ર, વીંટી, આસન, કમંડળ, પંચપાત્ર,[૮૩] દંડ, તામ્રપાત્ર, આમાન્ન, ભોજન, અર્ઘ્ય ને યજ્ઞોપવીત, આ તેર વસ્તુઓનું દાન એક પદદાન ગણાય છે.[૮૪] આ રીતે યથાશક્તિ વિધિ પ્રમાણે તેર પદાર્થ તેર બ્રાહ્મણોને બારમાને દિવસે આપવા.[૮૫] પદના દાનથી ધર્માત્મા પુરુષ શ્રેષ્ઠ ગતિને પામે છે. વળી યમલોકમાં જનારાઓને પદનું દાન સુખ આપે છે.[૮૬] યમલોકના માર્ગમાં મહા ભયંકર તડકો તપે છે તેનાથી મનુષ્યને દાહ થાય છે. માટે જો છત્રનું દાન આપવામાં આવે છે તો તેના મસ્તક ઉપર સુંદર છાયા કરવામાં આવે છે.[૮૭] જો પગરખાનું દાન આપવામાં આવે છે તો કાંટાઓથી અત્યંત ભરપૂર એવા યમલોકના માર્ગને વિશે દાન દેનારાઓ ઘોડા ઉપર ચઢીને જાય છે.[૮૮] હે ગરુડ! ત્યાં યમલોકના માર્ગમાં તાઢનું, તડકાનું અને વાયુનું મહાભયંકર દુઃખ છે. એ મહા દુઃખ વસ્ત્રના દાનથી સુખે કરીને દૂર કરી શકાય છે.[૮૯] જે વીંટીનું દાન દે છે તેને કાળા તથા પીળા રંગના મહાભયંકર યમના દૂતો માર્ગમાં પીડા કરી શકતા નથી.[૯૦] કમંડળનું દાન દેવાથી ઘણા ઘામવાળા, પવનવિનાના, અને પાણી વિનાના માર્ગમાં તરસ લાગે છે તો પાણી પીવાને મળે છે.[૯૧] જે પુરુષ મરણ પામેલાને ઉદ્દેશીને તાંબાના પાત્રનું દાન કરે છે તેને હજાર પરબ મંડાવવાનું ફળ અવશ્ય મળે છે.[૯૨]

બ્રાહ્મણને સારી રીતે બેસવા માટે આસન તથા ભોજન આપવામાં આવે છે તો દાન દેનારો ધીરે ધીરે માર્ગ ઉલ્લંઘન કરે છે અને માર્ગમાં સુખથી ટીમણ ખાય છે.[૯૩] આ પ્રમાણે સપિંડીને દિવસે વિધ પ્રમાણે દાન દઈને ઘણા બ્રાહ્મણો તથા ચંડાલોને પણ ભોજન કરાવવું.[૯૪] સપિંડીકરણ નામની ક્રિયા કર્યા પછી એક વર્ષ સૂધી પ્રત્યેક મહિને પાણીનો એક ઘડો અને એક પિંડ આપવો.[૯૫] હે ગરુડ! પ્રેત કાર્ય કર્યા વગર બીજાં સર્વ કાર્ય વ્યર્થ જાય છે માટે પ્રેતને અક્ષય તૃપ્તિ મળે એટલા માટે પ્રેત કાર્ય કરવાં.[૯૬] હવે માસિક તથા આબ્દિક શ્રાદ્ધ વિશે કહું છું. માસિક શ્રાદ્ધની વિધિ કહું છું તથા પૌર્ણમાસી વગેરે તિથિઓમાં મરણ પામેલા પુરુષની વિધિ કહું છું.[૯૭] જે પુરુષ પુર્ણિમાને દિવસે મરણ પામે છે તે પુરુષની ઉનિકા એટલે માસિક શ્રાદ્ધ તિથિ અમાવાસ્યાની આગળની ચોથ જાણવી અને ચોથને દિવસે જે મરણ પામે છે તેને બીજી ચતુર્થી પછી નવમી ઉનિકા આવે છે.[૯૮] જે નવમીને દિવસે મરણ પામ છે એની બીજી નવમી પછી ચતુર્દશી ઉનિકા આવે છે. આ રીતે વીસમે દિવસે માસિક શ્રાદ્ધ કરવું.[૯૯] હવે માસિક શ્રાદ્ધનો અધિક વિધિ પણ તમને કહું છું. એક મહિનામાં બે સંક્રાતિ સાથે આવે તો તેને ક્ષય માસ કહે છે અને જેમાં સંક્રાતિ આવે નહિ તેને મલ માસ કહે છે. જો કાર્તિક અથવા તો માર્ગશીર્ષ ક્ષય માસ હોય તો કાર્તિક અને માર્ગશીર્ષ સંબંધી વ્રત શ્રાદ્ધ વગેરે જે પક્ષમાં જે તિથિએ જે અપરાહ્નાદિક કાળમાં કહ્યાં હોય તે કાર્તિક ક્ષય માસ હોય તો માર્ગશીર્ગ મહિનામાં કરવાં અને માર્ગશીર્ષ ક્ષય માસ હોય તો પૌષમાં કરવાં.[૧૦૦] જો એક માસમાં બે મહિના હોય તો કેમ કરવું તેનો નિર્ણય કહે છે;–જો એક માસમાં બે મહિના આવે તો બન્ને મહિનાની તેજ ત્રીસ તિથિઓ જાણવી અને પક્ષ પણ તેજ જાણવા.[૧૦૧] મળ માસની વચ્ચે જો બે મહિના આવે

તો તિથિના પૂર્વાર્ધને પ્રથમ માસ ગણવો અને ઉત્તર ભાગને ઉત્તર મહિનો ગણવો. એટલે અધિક માસમાં મરી જાય તો તેનું માસિક તથા વાર્ષિક શ્રાદ્ધ જો તિથિના પૂર્વ અર્ધ ભાગમાં મરી ગયો હોય તો કૃષ્ણ પક્ષમાં કરવું અને તિથિના ઉત્તર અર્ધ ભાગમાં મરી ગયો હોય તો શુકલ પક્ષમાં કરવું. પરંતુ મરણ તિથિ તો જે તિથિએ મરણ થયું હોય તેજ તિથિ લેવી.[૧૦૨] હે ગરુડ ! મલ માસમાં મરણ પામેલાનું સપિંડીકરણ બારમે દિવસે કરવું. તેમ જ માસિક શ્રાદ્ધ અને વાર્ષિક શ્રાદ્ધ પ્રથમ કરવાં.[૧૦૩] જો વર્ષના મધ્યભાગમાં અધિક માસ આવે તો તેરમે મહિને પ્રેતની પ્રથમ વર્ષની ક્રિયા કરવી.[૧૦૪] જે મહિનામાં સંક્રાતિ નહોય તે મહિનામાં પિંડ વગર શ્રાદ્ધ કરવું. અને સંક્રાતિ હોય એ મહિનામાં પિંડ સાથે શ્રાદ્ધ કરવું. આ પ્રમાણે વર્ષે વર્ષે મળ માસમાં શ્રાદ્ધનો દિવસ વાંઝીયો જાય માટે પિતાને ઉદ્દેશીને બ્રાહ્મણ ભોજન કરવું અને શુદ્ધ માસમાં સપિંડ શ્રાદ્ધ કરવું.[૧૦૫] એક વર્ષ પૂરું થાય કે વાર્ષિક શ્રાદ્ધ કરવું અને એ વાર્ષિક શ્રાદ્ધમાં વિશેષ બ્રાહ્મણ ભોજન કરાવવું.[૧૦૬] એક વર્ષ વીતી ગયા પછી શ્રાદ્ધ કરવું હોય ત્યારે સદાય ત્રણ પિંડ કરવા અને એક વર્ષ વીત્યા પછી એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું નહિ. કારણ કે વર્ષ પછી એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવાથી પિતૃનો ઘાત થાય છે.[૧૦૭] પિતૃ સંબંધી તીર્થશ્રાદ્ધ, ગયા-શ્રાદ્ધ, ગજચ્છાયા શ્રાદ્ધ, એ વર્ષના મધ્ય ભાગમાં કરવાં નહિ. તેમ યુગાદિક શ્રાદ્ધ પણ કરવાં નહિ.[૧૦૮] હે ગરુડ! જે પુત્રને ગયાશ્રાદ્ધ કરવું હોય તો તેણે પિતૃઓની ભક્તિને માટે એક વર્ષ વીતી ગયા પછી કરવું.[૧૦૯] ગયા શ્રાદ્ધ કરવાથી પિતૃઓ સંસારસાગરને તરી જઇને ગદાધર ભગવાનના અનુગ્રહથી પરમ ગતિને પામે છે.[૧૧૦] તુલસીની મંજરીઓથી વિષ્ણુની પાદુકાનું પૂજન કરવું અને પવિત્ર તીર્થોમાં અનુક્રમે દશ પિંડોનું દાન દેવું.[૧૧૧] જે પુત્ર ગયામાં શમીના પત્ર જેવડા પિંડનું

પણ દાન કરે છે તો તે સાત ગોત્રોનો તથા એકસોને એક કુલોનો ઉદ્ધાર કરે છે.[૧૧૨] જે કુલનો આનંદદાયક પુત્ર ગયામાં જઇને શ્રાદ્ધ કરે છે તેનો જન્મ સફળ થાય છે અને તેના પિતૃઓ સંતોષ માને છે.[૧૧૩] હે ગરુડ! પૂર્વે પિતૃઓએ ગાથાઓ ગાયેલી છે તે આપણા સાંભળવામાં આવે છે અને તે આ પ્રમાણે છે; હિમાલયની પડોસમાં આવેલા કલાપ ગ્રામના ઉપવનમાં મનુના પુત્ર ઇક્ષ્વાકુરાજાની કથાને દેવતાઓ આ પ્રમાણે ગાય છે.[૧૧૪] અહોહો! અમારા કુળમાં તેઓ જ સન્માર્ગ ઉપર ચાલનારા થશે કે જેઓ ગયામાં જઇને અમને આદર સાથે પિંડદાન દેશે.[૧૧૫] હે ગરુડ! જે પુત્ર પોતાના પિતાનું શ્રાદ્ધ કરે છે તે કૌશિકના પુત્રોની પેઠે સુખી અને મોક્ષ મેળવનારા થાય છે.[૧૧૬] હે ગરુડ! ભરદ્વાજના સાત પુત્ર અનેક જન્મો ભોગવીને તથા ગોહત્યા પણ કરીને પિતૃઓની કૃપાથી મોક્ષને પામ્યા હતા.[૧૧૭] દશાર્ણવમાં રહેનારા સાત વ્યાધ, કાલંજર પર્વતમાં રહેનારો મૃગ, શર દ્વીપમાં રહેનારો ચક્રવાક ને માનસ સરોવરમાં રહેનારા હંસો,[૧૧૮] આ સર્વે પિતૃઓની ભક્તિ કરવાથી કુરુક્ષેત્રમાં વેદપારંગત બ્રાહ્મણો જન્મ્યા હતા અને છેવટે મુક્તિને પામ્યા હતા.[૧૧૯] તે માટે સર્વ પ્રકારના પ્રયત્નથી મનુષ્યોએ પિતૃઓની ભકિત કરવી. કારણ કે આલોકમાં તથા પરલોકમાં પિતૃઓની ભકિત કરવાથી મનુષ્ય સુખી થાય છે.[૧૨૦] હે ગરુડ! મેં તમારી પાસે સંપૂર્ણ ઉત્તર ક્રિયાનો વિધિ કહ્યો. જે પુત્ર પૌત્રને આપનારો, પવિત્ર અને પિતૃઓને મુક્તિ આપનારો છે.[૧૨૧] હે ગરુડ! નિર્ધન મનુષ્ય પણ જો આ કથાને સાંભળે છે તો તે સર્વ પાપોથી છૂટીને દાનના ફળને પામે છે.[૧૨૨] જે મનુષ્ય મારા કહેવા પ્રમાણે વિધિપૂર્વક શ્રાદ્ધ કરે છે તથા કોઈ ઠેકાણે ગરુડ પુરાણ સાંભળે છે તો તેને જે ફળ થાય છે તે સાંભળ.[૧૨૩] પિતા પોતાના પુત્રને ઉત્તમ પુત્રો આપે છે, પિતામહ (બાપનો બાપ) ગાયોનાં

ધણુ આપે છે અને પ્રપિતામહ (પર દાદો) ધન આપે છે.[૧૨૪] વૃદ્ધ પ્રપિતામહ ઘણું અન્ન આપે છે. ઉપરુ કહેલા સર્વે શ્રાદ્ધથી તૃપ્ત થઇને પુત્રની ઇચ્છા પ્રમાણે તેને વસ્તુઓ આપે છે.[૧૨૫] અને પછી ધર્મને માર્ગે થઇને ધર્મરાજાના મંદિરમાં જાય છે, અને ત્યાં ધર્મ સભામાં મોટા માનની સાથે બેસે છે.[૧૨૬]

સૂત પુરાણિક કહે છેઃ–હે શૌનક આદિ ઋષિઓ! આ પ્રમાણે વિષ્ણુએ ઉત્તર ક્રિયા કરવાનું તથા તે સમયે કરવામાં આવતાં દાનો અને તેનું ઉત્તમ માહાત્મ્ય કહ્યું તે સાંભળીને ગરુડને પરમ આનંદ થયો.[૧૨૭]

**एवं श्रीविष्णुना प्रोक्तमौर्ध्वदानसमुद्भवम् ॥**
**श्रुत्वामाहाम्यमतुलंगरुडोहर्षमागतः ॥ २७ ॥**

——:o:——

## અધ્યાય ૧૪ મો.

### ધર્મરાજાના નગરનું વર્ણન.

**॥ गरुड उवाच ॥ यमलोकःकियन्मात्रःकीदृशःकेननिर्मितः ॥**
**सभाचकीदृशीतस्यांधर्मआस्तेचकैःसह ॥ १ ॥**

ગરુડ પૂછે છેઃ–હે કેશવ ભગવન્! યમલોક કેવો છે, કેટલો મોટો છે, તેને કોણે રચ્યો છે, યમરાજાની સભા કેવી છે, અને એ સભામાં ધર્મરાજા કોની સાથે બેસે છે.[૧] વળી જે ધર્મનિષ્ઠ પુરુષો જે ધર્મને માગ થઇને ધર્મરાજાના મંદિરમાં જાય છે, એ ધર્મના માર્ગો અને ધર્મો પણ હે દયાનિધિ! આપ મને કહો.[૨]

શ્રી ભગવાન્ કહે છેઃ–હે ગરુડ! નારદ આદિ ઋષિઓ જ્યાં જઇ શકે છે એવું ધર્મ રાજાનું દિવ્ય નગર જે મહા પુણ્યોના યોગથી મળે છે,

તે હું તને કહું છું તે તું સાંભળ.૩ દક્ષિણ તથા નૈર્ઋત્યના મધ્ય ભાગમાં વૈવસ્વત નામના યમરાજાનું એક નગર છે. તે નગર આખું વજ્રનું બનેલું છે, દિવ્ય છે અને દેવો તથા દાનવોથી અભેદ્ય છે.૪ તે ચોખંડુ છે, તેને ચાર દરવાજા છે, ઉંચા કિલ્લાથી વિંટાયલું છે, અને એક હજાર યોજનમાં લાંબું છે.૫ એ નગરમાં ચિત્રગુપ્તનું એક સુંદર મંદિર છે. તે પચીસ યોજન લાંબું અને પહોળું છે.૬ દશ યોજન ઉંચું છે, મહા દિવ્ય છે, લોઢાના કિલ્લાથી વિંટાયલું છે, સેંકડો કોઠાઓથી અને ધ્વજા પતાકાઓથી સુશોભિત છે.૭ વિમાનોના સમુદાયથી ભરપૂર છે, ગીતો તથા વાદિત્રોથી ગાજી રહેલું છે, ઉત્તમ જાતનાં ચિત્રોથી ચિત્રેલું છે, વિશ્વકર્માએ તેને રચેલું છે,૮ વન તથા ઉપવનથી રમણીય છે, અનેક જાતના પક્ષીઓના શબ્દોથી ગાજી રહેલું છે, ગંધર્વો તથા અપ્સરાઓથી ચોતરફથી સેવાયલું છે;૯ આ નગરમાં એક સભા છે. તેમાં પોતાના અત્યંત ઉત્તમ આસન ઉપર બેસીને ચિત્રગુપ્ત મનુષ્યોનાં આયુષ્યોની જે પ્રમાણે હોય તે પ્રમાણે ગણત્રી કર્યા કરે છે.૧૦ યમરાજા મનુષ્યના પુણ્ય અને પાપ જોઇને જરાપણ ગભરાઈ જતા નથી, પરંતુ જેનાં જેવાં કર્મ તે પ્રમાણે તેને ફળ આપે છે. મનુષ્ય જેવું પુણ્ય અથવા પાપકર્મ કરે છે, તે પ્રમાણે ચિત્રગુપ્તનાં આજ્ઞાથી સારાં અથવા તો નરતાં કર્મનાં ફળ ભોગવે છે. એ ચિત્રગુપ્તની ઘરથી પૂર્વ દિશામાં જ્વરનું એક મહાન્ ઘર છે.૧૧-૧૨ દક્ષિણ દિશામાં શૂલનું તથા લૂતા અને વિસ્ફોટકનું ઘર આવેલું છે. પશ્ચિમમાં કાલપાશ, અજીર્ણ અને અરુચિ રહે છે.૧૩ ઉત્તરમાં રાજરોગ અને પાંડુ રોગ રહે છે. ઈશાનમાં શિરપીડા રહે છે. અગ્નિ ખૂણામાં મૂર્છા રોગ રહે છે.૧૪ નૈર્ઋત્યમાં અતિસાર રહે છે, વાયવ્યમાં શીત રોગ તથા દાહ રોગ રહે છે તથા બીજા પણ ઘણા રોગોથી, ચિત્રગુપ્ત વિંટાયલા રહે છે.૧૫ ચિત્રગુપ્ત પોતાના સ્થાનકમાં બેઠા બેઠા પ્રાણીઓના

શુભ તથા અશુભ કર્મ ચોપડામાં લખ્યા કરે છે. ચિત્રગુપ્તના ઘરથી વીસ યોજન દૂર નગરના મધ્ય ભાગમાં ધર્મરાજાનું એક મહા દિવ્ય મંદિર છે. એ મંદિર રત્નોથી જડેલું છે, વિજળીઓની જ્વાળા તથા સૂર્યના જેવું ઝળઝળાટ પ્રકાશવાળું છે. અને લંબાઇ તથા પહોળાઈમાં બસો યોજન છે અને પચાસ યોજન ઉંચું છે. હજારો થાંભલાઓ એ યમરાજના મંદિરને ટેકવીને ઉભા રહેલા છે. વૈદૂર્ય મણિઓથી સુંદર દેખાય છે, સુવર્ણથી અલંકૃત છે, અનેક હવેલીઓથી તથા મહેલોથી ભરપૂર છે.[૧૬-૧૯] શરદ ઋતુના વાદળા સમાન સુંદર શ્વેતરંગનું છે, સુવર્ણના કવચોથી અત્યંત મનોહર દેખાય છે, સ્ફટિકના સુંદર પગથીયાં તેમાં રચેલાં છે, નીચેની ભૂમિ હીરાઓની લાદીઓથી બાંધેલી છે.[૨૦] બારીઓ ઉપર મોતીઓની ઝુલડીઓ ટાંગવામાં આવી છે. પતાકા તથા ધ્વજાઓથી શોભાયમાન છે, ઘંટા ને નગારાંના ધ્વનિથી ગાજી રહેલું છે, સુવર્ણના તોરણોથી સુંદર દેખાય છે.[૨૧] અનેક આશ્ચર્યથી ભરપૂર છે, સેંકડો બારણાઓથી ભરપૂર છે, કાંટા વિનાનાં અનેક વૃક્ષો, લતાઓ તથા ગુચ્છાદાર વૃક્ષોથી શોભાયમાન રહે છે.[૨૨] તથા બીજી સુંદર વસ્તુઓથી પણ એ શોભાયમાન છે. વિશ્વકર્માએ આ રાજમંદિરને પોતાના ઉત્તમ કળા જ્ઞાનના પ્રભાવથી નિર્માણ કર્યું છે.[૨૩] તે રાજમંદિરમાં શો યોજનમાં વિસ્તારવાળી એક દિવ્ય સભા છે. તે સૂર્યના જેવી પ્રકાશવાળી, તેજસ્વી, ઇચ્છા પ્રમાણે સ્વરૂપને ધારણ કરનારી છે.[૨૪] તે અત્યંત શીતલ નથી તેમ અત્યંત ઉષ્ણતાવાળી પણ નથી. મનને અત્યંત હર્ષ આપનારી છે, તેમાં બેસનારાને શોક, જરા, ક્ષુધા તથા પિપાસા પીડા કરતાં નથી.[૨૫] મનુષ્ય લોકની તથા દેવ લોકની સર્વે કામનાઓ એ સભામાં મૂર્તિમતી થઇ વાસ કરીને રહેલી છે. રસદાર ઘણા ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થો પણ તેમાં ભરેલા છે;[૨૬] રસદાર અને તાઢાં તથા ઉનાં પાણીઓ ભરેલાં છે, પુણ્યકારક શબ્દો ત્યાં નિત્ય થયા કરે છે, વૃક્ષો

નિત્ય ઇચ્છાનુસાર ફળો આપ્યા કરે છે.[૨૭] હે ગરુડ! તે સભા મહા વિશાળ છે, રમણીય છે, ઇચ્છાનુસાર આકાશમાં ફરનારી છે, વિશ્વકર્માએ ઘણા કાળ સુધી તપ કરીને તેને બનાવી છે.[૨૮] ઉગ્ર તપ કરનારા. ઉત્તમ વ્રતધારી, સત્યવાદી શાંત એવા સંન્યાસીઓ, સિદ્ધો, અને પવિત્ર કર્મ કરીને પવિત્ર થયેલા પુરુષો એ સભામાં દાખલ થઇ શકે છે.[૨૯] તે સભામાં બેસનારા સર્વે સભાસદોનાં શરીર ઝળહળતાં હોય છે. તેઓએ શરીરે શણગારેલા શરીર ઉપર નિર્મળ વસ્ત્રો પહેરેલાં હોય છે. અને તેઓ પુણ્યશાળી હોય છે.[૩૦] ભગવાન્ ધર્મરાજા આ સભાને વિશે અત્યુત્તમ આસન ઉપર બેસે છે. સિંહાસન દશ યોજન વિશાળ અને રત્નોથી સુંદર દેખાય છે.[૩૧] સત્પુરુષોમાં શ્રેષ્ઠ એવા યમરાજા આ સિંહાસન ઉપર સર્વ આભૂષણોથી શણગારીને બેસે છે, તેના માથાપરનો મુકુટ મહાન્ હોય છે. તેના શરીરની કાંતિ શ્યામ રંગના મેઘસમાન હોય છે. અપ્સરાઓ હાથમાં વાળાના વીજણાઓ લઇને તેને પવન ઢોળ્યા કરે છે.[૩૨-૩૩] ગંધર્વો અને અપ્સરાઓના સમુદાયો ગીત, વાદિત્ર, નૃત્ય, વગેરે કરીને તેની સેવા કરે છે.[૩૪] મૃત્યુરૂપ હાથમાં પાશ ( ફાંસી ) લઇને યમરાજની પાસે વિચિત્ર સ્વરૂપવાળો ચિત્રગુપ્ત પણ યમરાજાની પાસે ઉભો રહે છે.[૩૫] તેના સમાન બળવાન્ તેની આજ્ઞામાં રહેનારા તેના ઘણા યોદ્ધાઓ હાથમાં પાશ તથા દંડ લઇને તેની આસપાસ ઉભા રહે છે.[૩૬] વળી હે ગરુડ ! અગ્નિષ્વાત્તા સોમપા, ઉષ્મપા, સ્વધાવંત અને બર્હિષદ નામના મૂર્તિમાન્ તથા નિરાકાર એવા પિતૃઓ,[૩૭] અર્યમા વગેરે બીજા મૂર્તિમંત પિતૃઓ તથા સર્વે મુનિઓ ધર્મરાજાની ઉપાસના કરે છે.[૩૮] અત્રિ, વસિષ્ઠ, પુલહ, દક્ષ, ક્રતુ, અંગિરા, જમદગ્નિના પુત્ર પરશુરામ, ભૃગુ, પુલસ્ત્ય, અગસ્ત્ય, નારદ તથા બીજા ઘણા ઋષિઓ ધર્મરાજાની સભાના સભાસદ છે. તેઓનાં નામોની અને કર્મોની ગણત્રી થઇ શકે એમ

નથી.[૩૯-૪૦] વ્યાખ્યાઓવડે ધર્મશાસ્ત્રોનો યથાર્થરીતે નિર્ણય કરનારા ઋષિઓ પણ બ્રહ્માની આજ્ઞાથી ધર્મરાજાની સેવા કરે છે.[૪૧] ધર્મ જાણનારા સૂર્યવંશના તથા સોમવંશના રાજાઓ, પણ ધર્મરાજાની સભામાં બેસીને ધર્મરાજાની ઉપસના કરે છે.[૪૨] મનુ, દિલીપ,માંધાતા, સગર, ભગીરથ, અંબરીષ, અનરણ્ય, મુચુકંદ, નિમિ, પૃથુ, યયાતિ, નહુષ, પુરુ, દુષ્યંત, શિબિ, નલ, ભરત, શંતનુ, પાંડુ,•સહસ્રાર્જુન વગેરે, કીર્તિમાન્, પુણ્યવંત ને બહુ શ્રુત રાજર્ષિઓ ઘણા અશ્વમેધ યજ્ઞ કરીને ધર્મરાજાના સભાસદ થયા છે.[૪૩-૪૫] ધર્મરાજાની સભામાં કેવળ ધર્મ જ વર્તતો હોય છે, ત્યાં કોઇનો પક્ષપાત કરવામાં આવતો નથી, અસત્ય બોલવામાં આવતું નથી, મત્સર પણ હોતો નથી.[૪૬] યમરાજાની સભામાં સર્વે સભાસદો શાસ્ત્રવેત્તા અને ધર્મમાં પરાયણ હોય છે અને તેઓ ધર્મરાજાની ધર્મના નિર્ણય સમયે ઉપાસના કરે છે અર્થાત્ ધર્મના નિર્ણય સમયે તેને સહાયતા કરે છે.[૪૭] હે ગરુડ ! આવી મહાત્મા ધર્મરાજાની સભા છે અને તે સભાને દક્ષિણ તરફના દરવાજાથી આવનારા પાપી લોકો જોતા નથી.[૪૮] ધર્મરાજાના નગરમાં દાખલ થવાના ચાર માર્ગ છે. તેમાં પાપી લોકો દક્ષિણ માર્ગથી જાય છે. તે માર્ગ મેં તમને પ્રથમ કહ્યો.[૪૯] પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર તરફના ત્રણ માર્ગોથી પુણ્યવાન્ લોકો પુણ્યના પ્રભાવથી ધર્મરાજાના નગરમાં પ્રવેશ કરે છે. તે માર્ગોનું વર્ણન તમે સાંભળો.[૫૦] એક પૂર્વ દિશાનો માર્ગ છે તેમાં સર્વ પ્રકારના વૈભવો રહેલા છે. કલ્પવૃક્ષોની છાયાથી છાયેલો અને રત્નોથી સુશોભિત છે.[૫૧] વિમાનોના મંડળથી મંડિત છે, હંસોની પંક્તિઓથી શોભાયમાન છે, પરવાળાના વૃક્ષોથી ભરપૂર, વાડીઓથી મનોહર અને અમૃતના, ઝરાઓથી સુંદર છે.[૫૨] આ માર્ગોથી પુણ્યવાન્ બ્રહ્મર્ષિઓ, નિર્મળ રાજર્ષિઓ, અપ્સરાઓ, ગંધર્વો વિદ્યાધરો, મોટા સર્પરાજાઓ,[૫૩] દેવતાઓની આરાધના કરનારા, શિવભક્તિમાં પરા-

પણ રહેનારા, ગ્રીષ્મ ઋતુમાં પરબ મંડાવનારા, માઘ મહિનામાં કાષ્ઠોનું દાન દેનારા, વર્ષાઋતુમાં વિરક્તોને દાન તથા માનથી વિશ્રામ આપનારા, દુઃખીઓને અમૃતના જેવી મીઠી વાણીથી બોલાવનારા તથા આશ્રય આપનારા હોય છે. તેઓ પણ પૂર્વ દિશા તરફના માર્ગે થઇને યમલોકમાં જાય છે.[૫૪–૫૫] સત્યવાદી, ક્રોધ, લોભથી રહિત, માતાપિતાની ભક્તિ કરનારા, ગુરુની સેવા કરનારા, ભૂમિનું દાન કરનારા, ઘરનું દાન કરનારા, ગાયનું દાન કરનારા, વિદ્યાનું દાન કરનારા, પુરાણની કથા કરનારા તથા શ્રવણ કરનારા, વેદની પારાયણમાં પરાયણ રહેનારા તથા પુણ્યવંત શુદ્ધ બુદ્ધિવાળા પુરુષો પૂર્વ દિશા તરફના દરવાજાથી ધર્મરાજાની ધર્મસભામાં જાય છે.[૫૬–૫૮] બીજો ઉત્તર દિશા તરફનો માર્ગ છે. ત્યાં સેંકડો મહા-રથીઓ ઉભા રહે છે, પાલખીઓ પણ ઉભી રહે છે અને માર્ગ ઉપર હરિચંદનનો છંટકાવ કરેલો હોય છે.[૫૯] હંસ, સારસ અને ચક્રવાકોથી મનોહર તલાવો ત્યાં છે અને એનું પાણી અમૃતના જેવું મધુર હોય છે.[૬૦] અભ્યાગતની પૂજા કરનારા, દુર્ગા અને સૂર્યની ભક્તિ કરનારા, પર્વ ઉપર તીર્થમાં સ્નાન કરનારા, ધર્મયુદ્ધમાં મરણ પામનારા, અનશન વ્રત કરીને મરણ પામનારા, કાશીક્ષેત્રમાં ગાયોને કોઈ પકડી જતું હોય ત્યારે તેનું રક્ષણ કરવામાં તથા તીર્થ સ્નાનમાં મરણ પામનારા, બ્રાહ્મણને માટે, પોતાના ધણીને માટે, તીર્થક્ષેત્ર વિશે, દેવોના સંગ્રામમાં તથા યોગાભ્યાસ કરીને મરણ પામનારા, સુપાત્રનું પૂજન કરનારા, મોટાં મોટાં દાન દેનાર પુરુષો મરણ પછી ઉત્તર દિશા તરફના દ્વારથી ધર્મરાજાની સભામાં દાખલ થાય છે.[૬૧–૬૪] ત્રીજો પશ્ચિમ તરફનો માર્ગ છે. તે રત્નોથી જડેલાં મંદિરોથી શોભાયમાન છે, અમૃતના રસથી ભરપૂર વાવડીઓથી સુંદર છે.[૬૫] ઐરાવતના કુલમાં ઉત્પન્ન થયેલા મદમત્ત હાથીઓથી ભરપૂર છે. ઉચ્ચૈઃશ્રવસથી ઉત્પન્ન થયેલા ઉત્તમ ઘોડાઓથી શોભાયમાન

છે.[૬૬] ઉત્તમ શાસ્ત્રોનું ચિંતવન કરવાવાળા, વિષ્ણુના અનન્ય ભક્ત, ગાયત્રી મંત્રનો જપ કરનારા,[૬૭] પરની હિંસાથી તથા પરદ્રવ્યના હરણથી દૂર રહેનારા, પોતાની સતીને વિશે આસક્તિ રાખનારા, અગ્નિહોત્રી, વેદનો પાઠ કરનારા, બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરનારા, વાનપ્રસ્થ, તપસ્વી, શ્રીપતિના ચરણમાં તથા સંન્યાસમાં પરાયણ રહેનારા, માટીનું ઢેફું, પત્થર તથા સુવર્ણ ઉપર સમાન બુદ્ધિ રાખનારા,[૬૮–૬૯] જ્ઞાન અને વૈરાગ્ય સંપન્ન, સર્વ પ્રાણીઓનું હિત કરવામાં પરાયણ રહેનારા, શિવવિષ્ણુનાં વ્રત કરનારા, કર્મ કરીને પરબ્રહ્મને અર્પણ કરનારા,[૭૦] ત્રણ ઋણમાંથી મુક્ત થયેલા, નિત્ય પાંચ મહાયજ્ઞ કરનારા, પિતૃઓનું શ્રાદ્ધ કરનારા, સમય પ્રમાણે ત્રણ કાળની સંધ્યા કરનારા,[૭૧] નીચનો સંગ તજી દેનારા અને સત્સંગ કરવામાં પરાયણ રહેનારા ધર્મનિષ્ઠ પુરુષો ઉત્તમ વિમાનમાં બેસી, અપ્સરાઓનાં ટોળાંઓથી વિંટાઇને અમૃતનું પાન કરતા કરતા પશ્ચિમ તરફના માર્ગે થઇને ધર્મરાજાની સભામાં જાય છે.[૭૨–૭૩] યમરાજા એ આગંતુઓને જોઇને 'ભલે પધાર્યા આવો,' એમ વારંવાર કહે છે અને ઉઠીને તેઓની સન્મુખ જાય છે.[૭૪] અને ચાર ભુજાવાળા થઈ, હાથમાં શંખ, ચક્ર, ગદા અને તરવાર ધારણ કરીને પુણ્યકર્મ કરનારાઓની સાથે સ્નેહથી મિત્રની પેઠે વર્તે છે.[૭૫] આવનારાને બેસવા માટે સિંહાસન આપે છે, નમસ્કાર કરે છે, તેના ચરણમાં અર્ઘદાન કરે છે અને ચંદન વગેરેથી તેનું પૂજન કરે છે.[૭૬] અને કહે છે કે, હે સભાસદો! આ જ્ઞાનીને પરમ આદરમાન આપીને નમસ્કાર કરો. આ મારું મંડળ ભેદીને બ્રહ્મલોકમાં જશે.[૭૭] તે પછી આવનારા પુણ્યવંતોને કહે છે કે; હે મોટા બુદ્ધિમાનો! તમે પુણ્યવંતોએ નરકના ક્લેશથી ભય પામીને સુખ આપનારા દેવપણાને પ્રાપ્ત કર્યું છે. જે દુર્લભ એવા મનુષ્યના શરીરને પ્રાપ્ત કરીને નિત્ય વસ્તુ સંપાદન કરવા માટે

પ્રયત્ન કરતો નથી, એ ઘોર નરકમાં પડે છે, અને તેના સરખો બીજો જડ કોણ![૭૮–૭૯] જે મનુષ્ય નાશવંત શરીરવડે તથા નાશવંત ધન વગેરેથી સ્થિર એવા ધર્મને સંપાદન કરે છે તે જ એક બુદ્ધિમાન્ પુરુષ છે.[૮૦] માટે સર્વ પ્રકારના પ્રયત્નથી ધર્મનો સંગ્રહ કરવો અને તેનાવડે સર્વ પ્રકારના ભોગોથી ભરપૂર એવા પુણ્યવંતોનાં સ્થાનમાં જાવ.[૮૧] આ પ્રમાણે ધર્મરાજાનાં વચન સાંભળીને તેને પ્રણામ કરીને અને સભાને પણ પ્રણામ કરીને દેવતાઓ તથા મુનીશ્વરોથી પૂજાતા તથા સ્તુતિ કરાતા થકા વિમાનોમાં બેસીને પરમપદને પામે છે. ત્યારે કેટલાએક પરમ આદર પૂર્વક ધર્મરાજાની ધર્મસભામાં બેસે છે અને ત્યાં એક કલ્પ પર્યંત નિવાસ કરીને દૈવી ભોગો ભોગવે છે, અને બાકી બચેલા પુણ્યવડે પુણ્ય કર્મ જેમાં થઈ શકે છે, એવા મનુષ્યના જન્મને પામે છે.[૮૨–૮૪] એ મનુષ્યજન્મમાં મોટો ધનાઢ્ય, સર્વ જ્ઞાતા, સર્વ શાસ્ત્રમાં નિપુણ જન્મે છે અને પછી આત્માનો વિચાર કરીને પરમગતિને પામે છે.[૮૫] હે ગરુડ! તેં મને યમરાજાના સ્થાન વિશે પ્રશ્ન કર્યો હતો તે મેં તને કહ્યો. જે પુરુષ આ કથાને ભક્તિથી શ્રવણ કરે છે તે પુરુષ ધર્મરાજાની સભામાં જાય છે.[૮૬]

एतत्तेकथितंसर्वंत्वयापृष्टंयमालयम् ॥
इदंशृण्वन्नरोभक्त्याधर्मराजसभांव्रजेत् ॥ ८६ ॥

——:o:——


धर्मराजानी सभानां
पापीप्राणी ओनो कर-
वामां आवतो धुनरो हार

## અધ્યાય ૧૫ મો.

## પુણ્યવંતોના જન્મ કેવી રીતે થાય છે ?

॥ गरुड उवाच ॥ धर्मात्मास्वर्गतिंभुक्त्वाजायतेविमलेकुले ॥
अतस्तस्यसमुत्पत्तिंजननीजठरेवद ॥ १ ॥

ગરુડ કહે છેઃ—હે શ્રી કૃષ્ણ ભગવન્! ધર્માત્મા પુરુષ સ્વર્ગમાં જઇને ત્યાં સુખ ભોગવે છે અને પુણ્યભોગ ભોગવીને પછી નિર્મળ કુલમાં જન્મ ધારણ કરે છે. માટે તેની માતાના ઉદરમાં કેવી રીતે ઉત્પત્તિ થાય છે તે મને કહો.[૧] હે દયાના નિધિ! પુણ્યવંત પુરુષ આ મનુષ્યના શરીરમાં રહીને કેવી રીતે વિચાર કરે છે, તે મને સાંભળવાની ઇચ્છા છે, માટે મને કહો.[૨]

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ગરુડ! તેં બહુ સારો પ્રશ્ન પૂછ્યો. હું તને પરમગુપ્ત વાત કહું છું, જે સાંભળીને તું સર્વજ્ઞપણાને પામીશ.[૩] આ શરીરનું પારમાર્થિક સ્વરૂપ તને કહું છું. આ શરીર એક બ્રહ્માંડ સમાન છે અને યોગીઓને ધારણા કરવાનું સ્થાનક છે.[૪] યોગીઓ આ શરીરમાં કેવી રીતે ષટ્ચક્રનું ચિંતન તથા બ્રહ્મરંધ્રમાં ચિદાનંદનું ધ્યાન કરે છે તે તું સાંભળ.[૫] વળી પુણ્યકર્મ કરનારો પુરુષ પવિત્ર અને શ્રીમાનોના ઘરને વિશે કેવી રીતે જન્મે છે અને પવિત્ર પુરુષના માતાપિતાના નિયમો કેવા હોય છે તે પણ તુંને હું કહું છું.[૬] સ્ત્રી અડકાયા પછી ચાર દિવસ સૂધી તેનું મુખ જોવું નહિ, કારણ કે તેના શરીરમાં પાપ રહે છે.[૭] એ સ્ત્રી વસ્ત્રો સાથે સ્નાન કર્યાં પછી ચોથે દિવસે શુદ્ધ થાય છે તથા પિતૃઓનાં અને દેવતાઓનાં કાર્યો કરવાને, વ્રત કરવાને અને દેવોની પૂજા કરવાને સાતમે દિવસે યોગ્ય થાય છે.[૮] સાત દિવસની મધ્યમાં જે ગર્ભ રહે છે તે મલિન

અંતઃકરણનો બંધાય છે. આઠ દિવસની અંદર જે ગર્ભ રહે છે. તેમાંથી અવશ્ય પુત્રાદિક થાય છે તોપણ પુણ્યવાન્ પુરુષ આઠ દિવસમાં ગર્ભવાસમાં આવતો નથી.[૯] કારણ કે સાત દિવસમાં જે ગર્ભ રહે છે તે મલિન અંતઃકરણનો થાય છે. બેકી તિથિઓમાં પુત્ર જન્મે છે અને એકી તિથિમાં કન્યા જન્મે છે. માટે પ્રથમના સાત દિવસો તજવા અને બેકી તિથિમાં સ્ત્રી સાથે સંગ કરવો,[૧૦] સ્ત્રીઓને માટે સોળ રાત્રિ સામાન્ય રીતે ઋતુની કહેલી છે તેમ ચૌદમી રાત્રિમાં જે ગર્ભ રહે છે તે ગુણ તથા ભાગ્યના નિધિરૂપ અને ધર્માત્મા પુત્ર જન્મે છે.[૧૧] ચૌદમી રાત્રિ પ્રાકૃત જીવોને જન્મ માટે મળતી નથી પરંતુ એ તિથિને દહાડે તો દૈવી જીવ જન્મે છે.[૧૨] ચાર દિવસ વીતી ગયા પછી પાંચમે દિવસે સ્ત્રીએ મધુર ભોજન કરવું, કડવા, ખારા, તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થ ખાવા નહિ,[૧૩] ઉત્તમ અને શુદ્ધ ક્ષેત્રજ ઔષધિ વાવવાને પાત્ર ગણાય છે, અને એ જ અમૃતરૂપ છે. શુદ્ધ ક્ષેત્રમાં જે પુરુષ બીજ વાવે છે, તે સારી રીતે ફળને પણ સંપાદન કરે છે.[૧૪] પુરુષ નાહી ધોઈ સ્વચ્છ થઈ, તાંબૂલ ભક્ષણ કરી, કંઠમાં પુષ્પોની માળા પહેરી, શરીર ઉપર ચંદન લગાડી, સ્વચ્છ અને પવિત્ર વસ્ત્ર પહેરી, મનમાં ધર્મનું સ્મરણ કરીને સુંદર પલંગ ઉપર સુવું.[૧૫] સંભોગ સમયે મનુષ્યના મનમાં જેવા વિચાર ઉત્પન્ન થાય છે, તેવા સ્વભાવનો જીવ પેટમાં પ્રકટ થાય છે.[૧૬] બીજ રૂપ ચૈતન્ય નિત્ય શુક્રમાં રહે છે, અને કામ, ચિત્ત તથા શુક્ર જ્યારે એકપણાને પામે છે, ત્યારે પુરુષ સ્ત્રીની યોનિને વિશે વીર્યનો સ્રાવ કરે છે, અને તે સમયે રુધિર અને વીર્યના સંયોગથી પિંડની ઉત્પત્તિ થાય છે.[૧૭] તે પછી પરમ આનંદ આપનારો પુણ્યવાન્ પુત્ર ગર્ભમાં ઉત્પન્ન થાય છે, અને તેની પંચમાસી આદિ સર્વ ક્રિયાઓ કરવામાં આવે છે.[૧૮-૧૯] અને જ્યારે સર્વે ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હોય છે, ત્યારે

પુણ્યાત્મા પુરુષનો જન્મ થાય છે, અને તેના જન્મ સમયે બ્રાહ્મણોને ઘણું ધન મળે છે.[૨૦] વિદ્યા તથા વિનય સંપન્ન થઇને તે પિતાના ઘરમાં ઉછરવા માંડે છે અને સત્પુરુષોના સમાગમથી સર્વ શાસ્ત્રમાં કુશળતા મેળવે છે.[૨૧] પૂર્વ જન્મમાં કરેલાં તપ તથા તીર્થના પુણ્યના પ્રભાવથી તે તરુણાવસ્થામાં દિવ્ય સ્ત્રીઓ સાથે ભોગ ભોગવે છે, ન્યાયથી મેળવેલા ધનમાંથી સુપાત્રને દાન દે છે,[૨૨] તે પછી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે. એટલે નિત્ય આત્મા અનાત્મા (દેહ)નો વિચાર કરે છે અને અધ્યારોપ તથા અપવાદવડે સર્વ પદાર્થના સ્વરૂપને જાણીને પરબ્રહ્મનું ચિંતન કરે છે.[૨૩] આત્મા એટલે ઇશ્વિર, અને અનાત્મા એટલે દેહ વગેરે પદાર્થ. અનાત્મા પૃથ્વી વગેરેમાં બ્રહ્મનો અન્વય છે, અને તેનાથી જુદા આત્મારૂપ પણ છે. પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થવા માટે હું તને પૃથ્વી વગેરે અનાત્મ પદાર્થના ગુણો કહું છું.[૨૪] પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાંચ મહાભૂત કહેવાય છે. અને એ પાંચ મહાભૂત એકઠાં થવાથી આ શરીર ઉત્પન્ન થાય છે.[૨૫] હે ગરુડ! ત્વચા, હાડકાં, નસો, રુવાડાં, માંસ આ પાંચ પૃથ્વીના ગુણ કહ્યા છે.[૨૬] લાળ, મૂત્ર, વીર્ય, મજ્જા અને લોહી આ પાંચ જલના ગુણ કહ્યા છે. હવે તેજના ગુણ સાંભળ.[૨૭] ક્ષુધા, તૃષા, આળસ, નિદ્રા અને કાંતિ, હે નારદ! આ પાંચ તેજના ગુણ છે જે સર્વ ઠેકાણે યોગીઓએ કહ્યા છે.[૨૮] અંગોનું સંકોચન, ભાગવું, ઉલ્લંઘવું, ફેલાવવું અને ક્રિયા કરવી આ પાંચ વાયુના ગુણ કહ્યા છે.[૨૯] શબ્દ શ્રવણ કરવો, ચિંતા, શૂન્યતા, મોહ ને ચિત્તમાં સંદેહ, આ પાંચ ગુણ આકાશના છે, અને તે યત્નથી જાણવા.[૩૦] મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આ ચારેને પૂર્વ કર્મની વાસનાવાળું અંતઃકરણ કહ્યું [૩૧] શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ, અને નાસિકા આ પાંચ જ્ઞાન ઇંદ્રિયો છે, વાણી, હાથ, પગ અને ગુદા આ પાંચ કર્મ ઇંદ્રિયો છે.[૩૨] દિશા,

વાયુ, સૂર્ય, પ્રચેતા, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેંદ્ર, મિત્ર અને દક્ષ એને જ્ઞાન અને કર્મેંદ્રિયના દેવતા કહ્યા છે.[૩૩] ઇડા, પિંગળ, સુષુમ્ણા, ગાંધારી, ગજજિવ્હા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહૂ અને શંખિની આ શરીરમાં દશ મુખ્ય નાડીઓ રહેલી છે.[૩૪–૩૫] પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત ને ધનંજય એ દશ પ્રાણ શરીરમાં રહે છે.[૩૬] હૃદયમાં પ્રાણ રહે છે, ગુદામાં અપાન રહે છે, નાભિમાં સમાન રહે છે, કંઠમાં ઉદાન રહે છે, સર્વ શરીરમાં વ્યાન રહે છે.[૩૭] ઓડકારમાં નાગ નામનો પ્રાણ રહે છે, ક્ષુધા લગાડવામાં કૃકલ નામનો પ્રાણ રહે છે, બગાસું ખાવામાં દેવદત્ત નામનો પ્રાણ રહે છે.[૩૮] સર્વ શરીરમાં વ્યાપીને રહેલો ધનંજય મરણ પામેલા મનુષ્યનો પણ ત્યાગ કરતો નથી અને તે સર્વ પ્રાણીઓના શરીરને કોળીયા ભરીને ખાધેલાં અન્નવડે પુષ્ટિ આપે છે.[૩૯] વ્યાન નામનો વાયુ શરીરની સર્વ નાડીઓમાં અન્નના સારાંશને લઈ જાય છે. આહાર જેવો ખાધો કે વાયુ તેના બે વિભાગ કરે છે.[૪૦] ગુદામાં પ્રવેશ કરીને જલને અને અન્નને જુદાં જુદાં કરે છે, અગ્નિની ઉપર પાણીને લાવે છે અને પાણીની ઉપર અન્નને લાવે છે અને પ્રાણ પોતે અગ્નિની નીચે રહીને ધીરેધીરે અગ્નિને ચેતાવે છે. વાયુથી અગ્નિ જેવો ધમાય છે કે તે મેલને જૂદો કરી નાંખે છે અને અન્નના રસને જૂદો કરી નાંખે છે[૪૧–૪૨] વ્યાન વાયુ ચોતરફ રસને ફેલાવે છે અને શરીરમાંનો મળ જૂદા જૂદા બાર દરવાજાઓમાંથી બહાર નિકળી જાય છે.[૪૩] કાન, આંખ, નાસિકા, જીભ, દાંત, નાભિ, નખ, ગુદા, ગુહ્ય, નાડીઓ, શરીર અને રુવાડાં ( વાળ ) આને મલનાં સ્થાન કહ્યાં છે. આ પ્રમાણે સર્વે વાયુઓ આત્માની–ઇશ્વરની સત્તાને સંપાદન કરીને પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્તિ કર્યાં કરે છે. તેના દૃષ્ટાંતમાં ઉદાહરણ આ પ્રમાણે છે; જેમ મનુષ્યો સૂર્યના પ્રકાશને પ્રાપ્ત કરીને પોતાના

કર્મમાં પ્રવૃત્તિ કરે છે તેમ.[૪૪-૪૫] હે ગરુડ! હવે તું મનુષ્ય દેહના બે સ્વરૂપને સાંભળ. એક વ્યાવહારિક સ્વરૂપ છે અને બીજું પારમાર્થિક સ્વરૂપ છે.[૪૬] વ્યાવહારિક શરીરમાં સાડાત્રણ કરોડ રુવાડાં છે, સાત લાખ કેશ છે, વીશ નખ છે[૪૭] ને હે ગરુડ! બત્રીસ દાંત કહ્યા છે, આ તો સામાન્ય રીતે કહ્યું છે. એક હજાર પળ માંસ કહ્યું છે, સો પળ લોહી કહ્યું છે.[૪૮] દશ પળ મેદ છે, સત્તર પળ ત્વચા છે, બાર પળ મજ્જા છે; ત્રણ પલ મહા રક્ત (રુધિર) છે.[૪૯] બે કુડવ (એક જાતનું માપ) શુક્ર (વીર્ય) છે, એક કુડવ લોહી છે, ત્રણસોને સાઠ શરીરમાં હાડકાં છે, આમ કહ્યું છે.[૫૦] સ્થૂલ તથા સૂક્ષ્મ એક કરોડ નાડી છે, પચાસ પળ પિત્ત છે, પચીસ પળ કફ છે.[૫૧] રાત દહાડો પ્રવાહવડે બહાર નિકળનારાં મળ તથા મૂત્ર માપવિનાનાં છે. આ પ્રમાણે વ્યાવહારિક શરીરમાં પદાર્થો સમાયલા છે.[૫૨] પારમાર્થિક શરીરને વિશે ચૌદ ભુવન, પર્વત, દ્વીપ, સમુદ્ર તથા સૂર્યાદિક ગ્રહો રહેલા છે.[૫૩] ષટ્ચક્ર તથા બ્રહ્માંડના સર્વે ગુણો પણ પારમાર્થિક શરીરમાં રહેલા છે.[૫૪] હવે યોગીઓ જેને વિશે ધારણ કરે છે એવાં છ ચક્રો વિશે હું તને કહું છું, તે તું શ્રવણ કર. જેઓની ભાવના કરવાથી જીવ વિરાટ્‌ના સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૫૫] વિરાટના પગની નીચે તલ લોક છે, પગની ઉપર વિતલ છે, બન્ને ગોઠણને વિશે સુતલ છે, સાથળને વિશે મહાતલ લોક છે, એમ જાણવું.[૫૬] સાથલના મૂલમાં તલાતલ લોક છે, ગુદામાં રસાતલ લોક છે, કેડમાં પાતાલ લોક છે, એમ સાત લોક કહ્યા છે.[૫૭] નાભિના મધ્યભાગમાં ભૂર્લોક છે, નાભિની ઉપર ભુવર્લોક છે, હૃદયમાં સ્વર્ગલોક છે, કંઠમાં મહર્લોક છે,[૫૮] મુખારવિંદમાં જનલોક છે, લલાટમાં તપલોક છે, તાલવામાં સત્યલોક છે, એમ ચૌદ ભુવન છે.[૫૯] હૃદય અને પીઠના કમળ ભાગમાં મેરુ પર્વત છે, નીચેના ખૂણામાં મંદ-

રાચલ છે, દક્ષિણ ખુણામાં કૈલાસ પર્વત છે, ડાબા ખૂણામાં હિમાચલ છે.[૬૦] ઉર્ધ્વરેખામાં નિષધપર્વત છે, દક્ષિણ રેખામાં ગંધમાદન પર્વત છે, ડાબી રેખામાં રમણ પર્વત છે, આ પ્રમાણે સાત કુલપર્વતો રહેલા છે.[૬૧] હાડકાના સ્થાનમાં જંબુદ્વીપ રહેલો છે, મજ્જામાં–ચરબીમાં શાક દ્વીપ રહેલો છે, માંસમાં કુશદ્વીપ રહેલો છે, નાડીઓમાં ક્રૌંચ દ્વીપ રહેલો છે.[૬૨] ત્વચામાં શાલ્મળી દ્વીપ રહેલો છે, રુવાડાંના સમુહમાં ગોમેદ દ્વીપ રહેલો છે, નખોમાં પુષ્કર દ્વીપ રહેલો છે. તે પછી સમુદ્રો રહેલા છે.[૬૩] મૂત્રમાં ક્ષારોદ નામનો સમુદ્ર રહેલો છે, કફમાં સુરોદધિ રહેલો છે. ક્ષીરમાં ક્ષીરોદ સમુદ્ર રહેલો છે. મજ્જામાં–ચરબીમાં ઘૃત સમુદ્ર રહેલો છે.[૬૪] રસમાં રસોદધિ રહ્યો છે, રકતમાં દધિ સમુદ્ર રહ્યો છે, કંઠના મધ્યભાગમાં સ્વાદૂદ સમુદ્ર રહ્યો છે.[૬૫] હે ગરુડ! આ પ્રમાણે સાત સમુદ્રોની સ્થિતિ જાણવી. સૂર્યનાદ ચક્રમાં રહેલા છે, ચંદ્રબિંદુ ચક્રમાં રહેલા છે, મંગળ નેત્રમાં રહેલા છે, બુધ હૃદયમાં રહેલા છે, એમ જાણવું.[૬૬] બૃહસ્પતિ નાભિમાં રહેલા મણિપૂર ચક્રમાં રહેલા છે, શુક્ર શુક્રમાં–વીર્યમાં રહેલા છે. શનૈશ્ચર નાભિસ્થાનમાં રહેલા છે. રાહુ મુખમાં રહેલા છે.[૬૭] હૃદયમાં કંઠ પર્યંત વાયુસ્થાનને વિશે કેતુ રહેલો છે. આ રીતે શરીરમાં ગ્રહમંડળ રહેલું છે. આ રીતે સર્વ સ્વરૂપથી પોતાના શરીરનું ચિંતન કરવું.[૬૮] નિત્ય પ્રભાતમાં પદ્માસન વાળીને બેસવું અને શાસ્ત્રોકત વિધિથી અજપાના ક્રમપ્રમાણે છ ચક્રનું ચિંતન કરવું.[૬૯] અજપા નામની ગાયત્રી છે, તે મુનિઓને મોક્ષ આપનારી છે, અને એનો સંકલ્પ કરવાથી જ મનુષ્ય સર્વે પાપોમાંથી મુકત થાય છે.[૭૦] હે ગરુડ! હું તને અજપા ગાયત્રીના જપનો ક્રમ કહું છું તે તું સાંભળ. જીવ સર્વદા જે ગાયત્રીનો જપ કરવાથી જીવભાવમાંથી છૂટી જાય છે.[૭૧] મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધિ અને આજ્ઞા આ છ ચક્ર છે.[૭૨] મૂલાધા-

રમાં, લિંગપ્રદેશમાં, નાભિપ્રદેશમાં, હૃદયમાં, કંઠમાં, બન્ને ભ્રુકૂટીની વચ્ચે અને બ્રહ્મરંધ્રમાં અનુક્રમે છ ચક્રોનું ચિંતન કરવું.[૭૩] હવે મૂલાધાર આદિ-ચક્રોના ચિંતનનું સ્વરૂપ કહેવામાં આવે છે;–આધાર ચક્રના ચાર દલ (व श ष स) છે અને તેનો રંગ અગ્નિના જેવો છે. સ્વાધિષ્ઠાન ચક્ર સૂર્ય સમાન તેજસ્વી છે. (ब भ म य र ल) એ ષટ્ દલ છે. મણિ-પૂર ચક્રની કાંતિ રાતી છે. (ड ढ ण त थ द ध न प फ) એ દશ દલ છે અને અનાહત ચક્રનું સ્વરૂપ સુવર્ણમય છે. (क ख ग घ ङ च छ ज झ ञ ट ठ) એ બાર દલ છે.[૭૪] વિશુદ્ધિ ચક્ર ચંદ્રમા જેવું પ્રકાશમાન છે અને તેને સોળ સ્વરરૂપી દલો છે તથા ભ્રુકુટીમાં આજ્ઞા ચક્ર છે, તેનો રંગ રાતો છે, અને તેને हं તથા सः એવાં બે દલ છે. આ પ્રમાણે છ ચક્ર છે. આ છ ચક્રોની ઉપર પ્રકાશમાન હજાર દલોનું એક કમળ છે. એ કમળ સત્વગુણી, આનંદસ્વરૂપ, શદાશિવમય, જ્યોતિર્મય અને અનાદિકાલનું રહેલું છે. એ કમળમાં બ્રહ્મસ્વરૂપનું ચિંતન કરવું.[૭૫] એ છ ચક્રોમાં ગણેશ, બ્રહ્મ, વિષ્ણુ, શિવ, જીવ, અને ગુરુનું અનુક્રમે ચિંતન કરવું.[૭૬] એક દિવસ તથા રાત્રિમાં મનુષ્યને ૨૧૬૦૦ શ્વાસની સૂક્ષ્મ ગતિ ચાલે છે આમ વિદ્વાનો કહે છે.[૭૭] हं એવા વર્ણથી શ્વાસ બહાર નિકળે છે અને सः એવા વર્ણથી શ્વાસ પાછો અંદર પ્રવેશ કરે છે. આમ हंसः हंसः એવા મંત્રથી જીવ યથાર્થ જપ કર્યાં કરે છે.[૭૮] આ જપની સંખ્યામાંથી ૬૦૦ ગણેશને અર્પણ કરવી, ૬.૦૦૦ બ્રહ્માને અર્પણ કરવી, ૬૦૦૦ વિષ્ણુને અર્પણ કરવી, ૬૦૦૦ મહાદેવને અર્પણ કરવી.[૭૯] ૧૦૦૦ જીવાત્માને અર્પણ કરવી, ૧૦૦૦ ગુરુને અર્પણ કરવી, ૧૦૦૦ ચિદાત્માને અર્થાત્ ચૈતન્યાત્માને અર્પણ કરવી.[૮૦] ઉત્તમ સંપ્રદાયને જાણનારા અરુણોદક એ ષટ્ ચક્રમાં રહેલા બ્રહ્મના અંશભૂત ગણેશાદિક દેવોનું ચિંતન કરે છે.[૮૧] શુકદેવજી આદિ મુનિ શિષ્યોને ઉપદેશ

કરે છે કે આ પ્રમાણે મહાત્માઓની પ્રવૃત્તિ જાણીને બુદ્ધિમાને સદાય ધ્યાન કરવું.૯૨ તે પછી સર્વ ચક્રોમાં માનસી પૂજા કરવી, અને તે પછી એકાગ્ર બુદ્ધિ કરીને ગુરુના ઉપદેશ પ્રમાણે અજપા ગાયત્રીનો જપ કરવો.૯૩ હવે માનસી પૂજા કહું છું. બ્રહ્મરંધ્રમાં નીચા મુખવાળું એક હજાર પાંદડાવાળું કમળ છે. કમળમાં હંસ ઉપર બેઠેલા તથા હસ્ત કમળવડે વર અને અભયદાન દેનારા શ્રીગુરુનું ધ્યાન કરવું.૯૪ તે પછી એ ગુરુના ચરણામૃતની ધારાવડે જેણે સ્નાન કર્યું છે એવા પોતાના દેહનું ચિંતન કરવું. પાંચ પ્રકારના ઉપચારોથી તેની પૂજા કરવી અને પછી તેની સ્તુતિ કરીને તેને નમસ્કાર કરવા.૯૫ તે પછી આરોહ તથા અવરોહમાં અમૃતનો સ્રાવ કરનારી, મૂલાધાર આદિ છ ચક્રોને વિશે આડી અવળી ફરનારી તથા સર્પની પેઠે સાડાત્રણ આંટાઓ વળીને સુતેલી કુંડલિનીનું ધ્યાન કરવું.૯૬ તે પછી બ્રહ્મરંધ્રમાંથી બહાર નિકળેલી સુષુમ્ણા નામની નાડીનું સ્મરણ કરવું. જેઓ સુષુમ્ણા નામની નાડીથી ગતિ કરે છે, તેઓ વિષ્ણુના પરમપદને પામે છે.૯૭ તે પછી બ્રાહ્મ મુહૂર્તમાં સ્વયં જ્યોતિરૂપ, સનાતન અને સદા આનંદ સ્વરૂપ મારા બ્રહ્મ સ્વરૂપનું ચિંતન કરવું.૯૮ ગુરુનો ઉપદેશ ગ્રહણ કરીને મનને સ્થિર કરવું, કેવળ પ્રયત્નથી મનનો નિગ્રહ કરવાનો પરિશ્રમ કરવો નહિ. કારણ કે ગુરુ વિના મનુષ્યનો અધઃપાત થાય છે.૯૯ આ પ્રમાણે માનસિક યજ્ઞ કરીને પછી બાહ્ય યજ્ઞ કરવો. સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ કરવાં અને તે પછી શ્રીહરિની અથવા તો મહાદેવની પૂજા કરવી.૯૦ દેહાભિમાની પુરુષોની વૃત્તિ અંતર્મુખી થતી અર્થાત્ બ્રહ્મપરાયણ થતી નથી, પરંતુ તેઓ મોક્ષ આપનારી મારી ભક્તિ સહેલાઇથી કરી શકે છે.૯૧

'તપોયોગ વગેરે મોક્ષના ઘણા માર્ગો આ જગતમાં છે, તથાપિ આ સંસારમાં જન્મ મરણ ધારણ કરનારાઓને માટે મારો ભક્તિયોગ

સારો છે.૯૨ બ્રહ્મા આદિ સર્વજ્ઞોએ વેદ તથા શાસ્ત્રોનો ત્રણવાર વારંવાર વિચાર કરીને આવો નિશ્ચય કર્યો છે.૯૩ યજ્ઞાદિક શ્રેષ્ઠ ધર્મ ચિત્તને શુદ્ધ કરનારા છે, પરંતુ હે ગરુડ! ફળ આપનારી તો મારી એક ભક્તિ જ છે. ભક્તિને સંપાદન કરનારો પુરુષ દુઃખી થતો નથી.૯૪ હે ગરુડ! પુણ્યવાન્ પુરુષ આ પ્રમાણે આચરણ કરે છે અને મારી ભક્તિ કરવાથી સનાતન એવા મોક્ષને પ્રાપ્ત કરે છે.૯૫

**एवमाचरणंतार्क्ष्यकरोतिसुकृतीनरः ॥**
**संयोगेनचमद्भक्त्यामोक्षंयातिसनातनम् ॥ ९५ ॥**

——:o:——

## અધ્યાય ૧૬ મો.

## મોક્ષ ધર્મનું નિરૂપણ.

**॥ गरुड उवाच ॥ श्रुतामयादयासिंधोह्यज्ञानाज्जीवसंसृतिः ॥**
**अधुनाश्रोतुमिच्छामिमोक्षोपायंसनातनम् ॥ १ ॥**

ગરુડ પૂછે છેઃ–હે દયાના સિંધુ કેશવ ભગવન્! અજ્ઞાનથી જીવ સંસારમાં જન્મ મરણને પામે છે, એ કથા મેં સાંભળી. હવે હું મોક્ષનો સનાતન ઉપાય સાંભળવાની ઇચ્છા રાખું છું.૧ હે ભગવન્! હે દેવના દેવ! હે શરણાગતવત્સલ! આ સંસાર સાર વિનાનો છે અને સર્વ દુઃખોથી ભયંકર છે.૨ અને અનેક પ્રકારના શરીરમાં અનેક જીવો રહે છે. તેમાંથી કેટલાએક જન્મે છે અને કેટલાએક મરણ પામે છે. તેઓનો છેડો નથી.૩ સર્વે સદાય દુઃખથી આતુર જોવામાં આવે છે. કોઇ કદીપણ સુખી નથી. માટે હે મોક્ષના અધિપતિ પ્રભુ! મને કહો કે કયા ઉપાયથી જીવો જન્મ મરણના દુઃખમાંથી છૂટે છે.૪

શ્રી ભગવાન્ કહે છેઃ–હે ગરુડ ! તું મને જે પ્રશ્ન પૂછે છે, તે હું તને કહું છું તે સાંભળ. જે શ્રવણ કરવાથી મનુષ્ય સંસારમાંથી મુક્ત થાય છે.[૫] પરમાત્મા પરબ્રહ્મ સ્વરૂપ છે, નિષ્કળ, શિવ, સર્વજ્ઞ, સર્વકર્તા, સર્વના નાથ, નિર્મળ અને અદ્વિતીય છે.[૬] વળી તે સ્વયંજ્યોતિ છે, આદિઅંત રહિત, વિકારોથી રહિત, બ્રહ્માદિકોથી પર, નિર્ગુણ અને સચ્ચિદાનંદ સ્વરૂપ છે. તેના અંશમાંથી જીવ ઉત્પન્ન થાય છે.[૭] અગ્નિમાંથી જેમ તણખાઓ ઉત્પન્ન થાય છે, તેમ જ પરબ્રહ્મમાંથી તેના અંશરૂપે જીવ ઉત્પન્ન થાય છે. અનાદિકાલની અવિદ્યાથી તેઓ અજ્ઞાનમાં ડૂબી ગયા હોય છે, અને અનાદિકાલમાં કર્મોથી દેહાદિક ઉપાધિને ધારણ કરીને ભિન્ન ભિન્ન થઈ રહેલા છે.[૮] સુખ તથા દુઃખ આપનારાં પુણ્ય અને પાપોથી બંધાયલા હોય છે, અને કર્માનુસાર જાતિ, દેહ, આયુષ્ય અને ભોગ ભોગવે છે,[૯] અને પ્રત્યેક જન્મે કર્માનુસાર જાત્યાદિકના ઉપભોગ કરે છે, અને હે ગરુડ! તે પછી સૂક્ષ્મ શરીરને ( લિંગ શરીરને ) ધારણ કરે છે, અને તે મોક્ષ થતાં સુધી નાશ પામતું નથી.[૧૦] સ્થાવર, કૃમિઓ, અજ, પશુ, પક્ષીઓ, મનુષ્ય, ધર્માત્મા દેવતાઓ અને મોક્ષને જાણનારા જીવો અનુક્રમથી સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ ને જરાયુજ, એ ચાર પ્રકારનાં શરીરને ધારણ કરીને તેને તજી દે છે અને પાછા પુણ્યના પ્રભાવથી મનુષ્ય જાતિમાં અવતાર લે છે અને જો જ્ઞાનસંપાદન કરે છે, તો મોક્ષને પામે છે.[૧૧-૧૨] ચોરાસી લાખ યોનિમાં દેહ ધારણ કરનારા જીવોને મનુષ્યજાતિમાં જન્મ થયા વગર મોક્ષના ઉપાયરૂપ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી.[૧૩] હજારો અને કરોડો વર્ષોનાં પુણ્યોના સંચયને લીધે પ્રાણીને કદાચિત જ મનુષ્ય જન્મ મળે છે.[૧૪] મનુષ્યનો જન્મ મોક્ષના પગથીઆરૂપ છે. તે દુર્લભ જન્મને પામીને જે પુરુષ પોતાના આત્માને તારતો નથી તેના કરતાં અધિક કોણ

પાપી?[૧૫] જે પુરુષ ઉત્તમ કુલમાં જન્મ પ્રાપ્ત કરીને ઇંદ્રિયોની સુંદરતાને સંપાદન કરીને પોતાના હિતની વાતને, જાણતો નથી, તેને બ્રહ્મહત્યારો જાણવો.[૧૬] દેહ વગર કોઇપણ પુરુષ પુરુષાર્થ કરી શકતો નથી માટે દેહરૂપી ધનની રક્ષા કરવી અને પુણ્યના કર્મોને સાધવાં.[૧૭] આત્મા એ સર્વ ધર્મનું તથા સુખનું પાત્ર છે માટે સર્વદા આત્માનું પ્રયત્નથી રક્ષણ કરવું. મનુષ્ય જીવતાં રહે છે તો સુખો ભોગવે છે.[૧૮] ગામ પણ ફરીને મળે છે, ક્ષેત્ર પણ ફરીને મળે છે, ધન પણ ફરીને મળે છે, ઘર પણ ફરીને મળે છે, શુભ તથા અશુભ કર્મ પણ ફરીને કરવાનો સમય આવે છે, પરંતુ આ મનુષ્યનું શરીર ફરી ફરીને મળતું નથી.[૧૯] બુદ્ધિવાનોએ શરીરની રક્ષાને માટે સદાય ઉપાયો કરવા. કારણ કે કુષ્ઠ વગેરે મહા રોગવાળા પુરુષો પણ શરીરનો ત્યાગ કરવાની ઇચ્છા કરતા નથી.[૨૦] રક્ષણ કરેલું શરીર ધર્મ સંપાદન માટે કામમાં આવે છે, ધર્મ જ્ઞાનને માટે કામમાં આવે છે, અને જ્ઞાન ધ્યાન માટે કામમાં આવે છે. અને ધ્યાન યોગથી તુરત મનુષ્યનો મોક્ષ થાય છે.[૨૧] આત્મા જ એટલે પંડે જ જો પોતાના મનને અહિત એવા સંસારના વિષયોમાંથી વારણ કરતો નથી તો પછી બીજો વધારે હિત કરનારો કોણ છે કે જે પોતાના આત્માને સંસારમાંથી તારશે.[૨૨] જે પુરુષ આજ લોકને વિશે નરકરૂપી વ્યાધિની ચિકિત્સા કરશે નહિ તો પછી વ્યાધિથી ઘેરાયલો પુરુષ ઔષધ વગરના દેશમાં જઇને શું કરશે.[૨૩] વૃદ્ધાવસ્થા વાઘેણની પેઠે તયાર થઇને ઉભી છે, આયુષ્ય ભાંગી ગયેલા ઘડામાંથી જેમ પાણી વહી જાય તેમ વહી જાય છે, ભોગો શત્રુની પેઠે નાશ કરે છે. માટે આત્માના કલ્યાણનું ચિંતન કર્યાં કરવું.[૨૪] જ્યાં સુધી આપણા ઉપર દુઃખ આવી પડ્યું નથી, જ્યાં સુધી આપણા ઉપર આપત્તિઓ આવી પડી નથી અને જ્યાં સુધી આપણી ઇંદ્રિયો સાવધાન છે ત્યાંસૂધીમાં આત્માના કલ્યાણનો

અભ્યાસ કરવો.[૨૫] જ્યાંસુધી આ દેહ વિદ્યમાન છે ત્યાંસુધીમાં તત્ત્વનો અભ્યાસ કરવો. પરંતુ ઘરના ખૂણામાં આગ લાગે ત્યારે મૂર્ખ પુરુષ જેમ કુવો ખોદવા માંડે છે તેમ મરણ સમયે તત્ત્વ વસ્તુનો (પરબ્રહ્મનો) વિચાર કરવો એ મૂર્ખાઈ છે.[૨૬] સંસારનાં અનેક કાર્યોને લીધે કાળ કેટલો વહી ગયો તે જાણવામાં આવતું નથી, તેમ સુખને તથા દુઃખને જોયા છતાં પણ મનુષ્ય પોતાના હિતને જાણતો નથી.[૨૭] જન્મ પામેલાઓને, દુઃખી થયેલાઓને, મરણ પામેલાઓને, આપત્તિમાં ડુબી ગયેલાઓને અને દુઃખી મનુષ્યોને જોયા છતાં પણ લોકો મોહરૂપી મદિરાનું પાન કરીને કદી પણ ડરતા નથી.[૨૮] સંપત્તિઓ સ્વપ્નના સમાન છે, યૌવન પુષ્પના સમાન છે, આયુષ્ય વિજળીના જેવું ચપળ છે, કયા જ્ઞાનીને આ સર્વ જોઇને ધીરજ રહે?[૨૯] પ્રથમ તો સો વર્ષનું આયુષ્ય જ અત્યંત અલ્પ છે તેમાં પણ અર્ધું આયુષ્ય નિદ્રા અને આળસમાં જાય છે, બાકીનું આયુષ્ય બાળકપણામાં, રોગોમાં, જરા અવસ્થામાં જાય છે અને બાકી જે થોડું રહે છે, તે પણ નિષ્ફળ જાય છે.[૩૦] જે મનુષ્ય કરવા યોગ્ય મોક્ષના ઉપાયો કરવામાં નિરુદ્યોગી રહે છે, તત્ત્વના ચિંતનરૂપી જાગવામાં નિદ્રાવશ રહે છે અને સંસારિક વિષયો રૂપી ભયના સ્થાનમાં વિશ્વાસ રાખે છે તે પુરુષ અરેરે કેમ હણાય નહિ?[૩૧]

આ દેહ પાણીના ફીણ સમાન છે, જીવ તેને વશ કરીને તેને વિશે રહેલો છે અને નિત્ય નહિ રહેનારા છતાં વહાલા કરીને માનેલા પોતાના દેહને વિશે જીવ કેવી રીતે નિર્ભય થઇને રહે છે?[૩૨] જે મનુષ્યને અહિત કરનારા વિષયોને વિશે 'આ હિત કરનારા છે, આવું જ્ઞાન હોય છે, નાશવંત દેહ વિશે નિત્યપણાનું જ્ઞાન હોય છે અને અનર્થ એવા દંભ, અસત્ય આદિકને વિશે આ અર્થરૂપ છે, આવી બુદ્ધિ હોય છે તે મનુષ્ય પોતાના હિતકારક મોક્ષરૂપી અર્થને જાણતો નથી.[૩૩] મનુષ્ય

ઇશ્વરની માયાથી મોહ પામવાને લીધે જોતો છતાં ઠેસો ખાય છે, સાંભળ્યા છતાં પણ સમજી શકતો નથી, ભણ્યા છતાં પણ જાણી શકતો નથી,[૩૪] મૃત્યુ, રોગ અને જરારૂપી ગ્રાહોથી ગંભીર એવા કાળસમુદ્રમાં આ જગત્ ડૂબી ગયું છે. અરેરે! તેમાંથી કોઈ પણ જાગૃત થતો નથી.[૩૫] માટીનો કાચો ઘડો પાણીમાં પડ્યો હોય તે જેમ ધીરે ધીરે નાશ પામતો જાય છે; પરંતુ જાણવામાં આવતો નથી. તેમ જ કાળ પણ ક્ષણે ક્ષણે ક્ષીણ થતો જાય છે, પરંતુ જાણવામાં આવતો નથી.[૩૬] વાયુને પણ રોકી શકાય છે, આકાશના પણ કટકા કરી શકાય છે, સમુદ્રના તરંગોને પણ ગુંથી શકાય છે. પરંતુ નાશ પામતાં આયુષ્યને કોઈ રોકી શકતું નથી.[૩૭] પૃથ્વી પણ કાળે કરીને બળી જાય છે, મેરુ પણ કાળે કરીને પડી જાય છે અને સમુદ્ર પણ કાળે કરીને સુકાઈ જાય છે. તો પછી શરીરનો નાશ શા માટે ન થાય?[૩૮] બકરો બેં બેં કર્યાં કરે છે, તેને નહાર જેમ બલાત્કારથી ઉપાડી જાય છે તેમ જ મનુષ્ય પણ આ મારો પુત્ર, આ મારી પત્ની, આ મારું ધન, આ મારા બાંધવો આમ બબડ્યા કરે છે, અને કાળ બલાત્કારથી તેને ઉપાડી જાય છે.[૩૯] પ્રાણી મનોરથ કર્યાં કરે છે કે આ કામ મેં કર્યું છે, આ કામ કરવાનું છે, અને આ કામ અધુરું કર્યું છે. પરંતુ એટલામાં તો કાળ તેને પોતાને વશ કરે છે.[૪૦] આવતી કાલે કરવાનું કામ આજે કરવું, અને અપરાહ્ણ કરવાનું પૂર્વાહ્ણમાં કરવું. કારણ કે કાળ આ મનુષ્યે કામ કર્યું છે કે નથી કર્યું, તેની વાટ જોતો નથી.[૪૧] કાળરૂપી શત્રુ માથા ઉપર આવીને ઉભો રહ્યો છે, તેને વૃદ્ધાવસ્થાએ માર્ગ દેખાડ્યો છે, અને પ્રચંડ એવા વ્યાધિરૂપ તેની પાસે સૈન્ય છે. માટે હે મનુષ્ય! તું તારા રક્ષકને કેમ શોધતો નથી?[૪૨] મૃત્યુ (કાળ) આ મનુષ્યને તૃષ્ણારૂપી સોયામાં પરોવીને વિષયોરૂપી ઘીમાં ઝબોળે છે અને પછી રાગ દ્વેષરૂપી અગ્નિ

ઉપર પકાવીને તેનું ભોજન કરે છે.૪૩ મૃત્યુ બાળકો, જુવાનો, વૃદ્ધો અને ગર્ભમાં રહેલા એમ સર્વેને પોતાને વશ કરે છે. અર્થાત્ આ જગત્ મૃત્યુને વશ છે.૪૪ જીવ પોતાના આ દેહનો પણ ત્યાગ કરીને યમ લોકમાં ચાલ્યો જાય છે. તો પછી સ્ત્રી, માતા, પિતા, મિત્ર વગેરેનો સંબંધ શા કામનો છે?૪૫ આ સંસાર જ દુઃખનું મૂળ છે. તે જેને છે તે પુરુષ દુઃખી હોય છે. જે પુરુષ તેનો ત્યાગ કરે છે તે સુખી થાય છે. બીજો કદીપણ સુખી થતો નથી.૪૬ સર્વ દુખોના ઉત્પત્તિ સ્થાનરૂપ, સર્વ આપત્તિઓના નિવાસ મંદિરરૂપ, સર્વ પાપોના આશ્રય-સ્થાનરૂપ એવા સંસારનો એક ક્ષણમાં જ ત્યાગ કરી દેવો.૪૭ પુરુષ લોઢાની અથવા તો લાકડાની હડમાં બંધાયલો હોય તો તેમાંથી છૂટી શકે છે. પરંતુ પુત્ર અને સ્ત્રીરૂપી પાશમાં બંધાયલો હોય છે, તેમાંથી કદી પણ છૂટી શકતો નથી.૪૮ મનુષ્ય મનને ગમતા જેટલા સંબંધો બાંધે છે, તેટલા એના હૃદયમાં શોકના શંકુઓ ખોદાય છે.૪૯ અરેરે! સંપૂર્ણ ધનનું હરણ કરનારા પુત્રાદિકો તથા વિષયોની ચોરી કરનારા દેહમા રહેલા ઇંદ્રિયરૂપી ચોરો નિત્ય લોકોનો નાશ કર્યા કરે છે.૫૦ માછલું માંસના લોભને લીધે જેમ લોઢાની કડીને દેખતું નથી તેમ સુખમાં લોભાયલો પ્રાણી પણ યમનાં દુઃખને દેખતો નથી.૫૧ હે ગરુડ! જે પુરુષો અહિતને જાણતા નથી, નિત્ય આડે માર્ગે જાય છે, અને પોતાનું પેટ ભરવામાં તત્પર છે, તે પુરુષો મરણ પછી નરકમાં પડે છે.૫૨ નિદ્રા, ભય, વિષય, અને આહાર આ સર્વ પ્રાણીઓને સમાન છે. એમાં જે જ્ઞાની છે, તે જ મનુષ્ય છે અને જ્ઞાન રહિત પશુ ગણાય છે.૫૩ મૂર્ખ મનુષ્યો પ્રભાતમાં મળ તથા મૂત્રનો ત્યાગ કરવામાં ગાળે છે, મધ્યાહ્ન ક્ષુધા તથા તૃષાથી ગાળે છે, અને રાત્રિ કામાધીનપણામાં અને નિદ્રામાં ગાળી કાઢે છે. પરંતુ ધર્મનો લેશભાર પણ વિચાર કરતા નથી.૫૪

અરેરે! સર્વ પ્રાણીઓ અજ્ઞાનથી મોહ પામવાને લીધે મનુષ્યો પોતાના દેહ, ધન અને દારા વગેરેને વિશે નિત્ય પરાયણ રહે છે અને તેથી વારંવાર જન્મે અને મરે છે.[૫૫] માટે સર્વદા સંસારનો સંગ તજી દેવો અને સર્વ રીતે જો તેનો ત્યાગ થઈ શકે નહિ તો મહાત્માઓની સાથે સંગ કરવો. મહાત્માઓનો સંગ સંસારરૂપી રોગનું ઔષધ છે.[૫૬] સત્સંગ અને જ્ઞાન એ બે નિર્મળ નેત્ર છે. જેને એ બે નથી, તે મનુષ્ય આંધળો છે. તે કુમાર્ગે કેમ ચાલે નહિ?[૫૭] પોતપોતાના વર્ણ તથા આશ્રમોના આચારમાં આસક્તિવાળા સર્વ મનુષ્યો પરમ ધર્મને (મોક્ષ ધર્મને) જાણતા નથી, તેથી તે દાંભિક પુરુષો વૃથા નાશ પામે છે.[૫૮] કેટલાએક ક્રિયા કરવાની મહેનતમાં પરાયણ રહે છે અને કેટલાએક અજ્ઞાનીઓ વ્રતો કર્યાં કરે છે અને ધૂર્તોની પેઠે સંસારમાં ભટકયા કરે છે.[૫૯] સ્વર્ગાદિકના સુખનું નામ સાંભળીને સંતોષ પામેલા કેટલાએક પુરુષો કર્મકાંડ કર્યા કરે છે અને મોટા મોટા યજ્ઞો કરીને તથા મંત્રોનું ઉચ્ચારણ કરીને સ્વર્ગનું સુખ સંપાદન કરવા માટે ભ્રમમાં પડી ગયા છે.[૬૦] મારી માયાથી મોહ પામેલા મૂર્ખ પુરુષો એક વખત ભોજન ઉપવાસ વગેરે શરીરને શુષ્ક કરી નાંખનારા નિયમો પાળીને સ્વર્ગલોકની ઇચ્છા કરે છે.[૬૧] અજ્ઞાની મનુષ્યોને દેહને દમન કરવાથી કેવી રીતે મુક્તિ મળે? રાફડા ઉપર મારવાથી કંઈ સર્પ મરણ પામે કે?[૬૨] કેટલાએક દંભી પુરુષો માથે જટા રખાવી, શરીર ઉપર મૃગચર્મ ઓઢીને જ્ઞાનીનો ખોટો વેશ ધારણ કરી જગતમાં મનુષ્યોને ભમાવે છે.[૬૩] જે ઢોંગી પુરુષ સંસારનાં સુખમાં આસક્તિવાળો હોય, છતાં હું તો બ્રહ્મવેત્તા છું આમ બોલતો હોય, તેનો અને કર્મકાંડમાંથી તથા જ્ઞાનમાંથી એમ ઉભયમાંથી ભ્રષ્ટ થયેલા પુરુષનો મનુષ્યે ચંડાળની પેઠે ત્યાગ કરવો.[૬૪] જેઓને ઘર તથા અરણ્ય સમાન છે અને જેઓ જગતમાં લજ્જા તજીને નાગા

ફર્યાં કરે છે, તે ગધેડાઓ શું વિરક્ત (વૈરાગ્યવાળા) ગણાય કે?[૬૫] મનુષ્ય જો મૃત્તિકા અને ભસ્મ લગાડવાથી મુક્તિને પામતા હોય તો પછી મૃત્તિકા અને ભસ્મમાં વાસ કરનારા કુતરાઓ પણ મુક્તિને પામે. અર્થાત્ જ્ઞાનવિના મુક્તિ મળતી નથી.[૬૬] તૃણ, પાંદડાં અને પાણીનો આહાર કરનારા સદાય વનમાં રહેનારા શિયાળ, ઉંદર અને મૃગ વગેરે પણ શું તપસ્વી ગણાય છે?[૬૭] જન્મથી લઇને મરણ સુધી ગંગાદિકના તટનું સેવન કરનારા દેડકાં માછલાં વગેરે શું યોગી ગણાય છે?[૬૮] પારેવાઓ પત્થરનો આહાર કરે છે, બપૈયાઓ પૃથ્વીપરનું પાણી પીતા નથી, તેથી તેઓ શું વ્રત ધારણ કરનારા ગણાય કે?[૬૯] માટે હે ગરુડ! ઉપર કહેલાં કર્મો કેવળ લોકોને રંજન કરનારાં છે. મોક્ષનું કારણ તો સાક્ષાત્ તત્ત્વજ્ઞાન જ છે.[૭૦] હે ગરુડ! કેટલાએક બે પગના પશુઓ ષટ્ શાસ્ત્રોરૂપી કૂવામાં પડ્યા છે, તેઓ પરમાર્થરૂપી જ્ઞાનને જાણતા નથી. કારણ કે તેઓ પશુઓની પેઠે અર્થના વિચારરૂપી પાશમાં બંધાયલા હોય છે.[૭૧] તેઓ વેદ તથા શાસ્ત્રરૂપી સમુદ્રમાં આમતેમ તણાયા કરે છે. છ શાસ્ત્રરૂપી ઉર્મિઓ-તરંગોથી નિગ્રહ સ્થાનમાં આવીને તેને વશ થઇ ગયા છે, અને તેને લીધે ખોટા તર્ક વિતર્કો કર્યાં કરે છે.[૭૨] જે વેદ, શાસ્ત્ર તથા પુરાણોને જાણનારો હોય, પરંતુ પરમાર્થ વસ્તુને જાણતો નહોય, તેને એ સર્વ વિટંબનારૂપ થઈ પડે છે અને તેનું બોલવું કાગડાના ભાષણ સમાન નિરર્થક હોય છે.[૭૩] 'આ જાણ્યું, આ હવે જાણવાનું છે,' આવી ચિંતાથી રાત દહાડો વ્યાકુલ થઇને શાસ્ત્રનું અધ્યયન કર્યાં કરે છે. પરંતુ તે પરમ તત્ત્વથી પરાઙ્મુખ રહે છે. અર્થાત્ તેને શાસ્ત્રનું જ્ઞાન થતું નથી.[૭૪] વ્યાકરણ, પિંગળ, નિઘંટુ, કાવ્ય અને અલંકાર શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરીને શોભાયમાન લાગતા હોય તોપણ તેઓની ઇંદ્રિયો ચિંતાથી વ્યાકુલ હોય છે અને તેઓ મૂર્ખ હોય છે.

કારણ કે તેઓને તત્ત્વજ્ઞાન હોતું નથી.૭૫ પરમતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ જૂદો છે અને મનુષ્યો બીજી રીતે જ પ્રયત્ન કરીને ક્લેશ પામે છે. શાસ્ત્રનો શ્રેષ્ઠ ભાવ જૂદા પ્રકારનો છે અને તેની વ્યાખ્યા જૂદા પ્રકારથી જ કરે છે.૭૬ કેટલાએક ધૂતારાઓ ઉત્તમ પ્રકારનો ઉપદેશ કરે છે. પરંતુ પોતે ઉપદેશને ગ્રહણ કરતા નથી. ત્યારે કેટલાએક અહંકારી પુરુષો ઉપદેશ જ કરતા નથી.૭૭ કેટલાએક વિદ્વાનો વેદ તથા શાસ્ત્રો ભણે છે, પરસ્પર ઉપદેશ કરે છે. પરંતુ કડછી જેમ દાલના સ્વાદને જાણતી નથી તેમ તેઓ શાસ્ત્રના પરમતત્ત્વને જાણતા નથી.૭૮ મસ્તક પુષ્પોને પોતાના ઉપર ધારણ કરે છે, પરંતુ તેની ગંધને તો નાસિકા જ જાણે છે. તેમ મનુષ્યો વેદ તથા શાસ્ત્રો ભણે છે. પરંતુ ભાવને જાણનારો મનુષ્ય દુર્લભ છે.૭૯ મૂર્ખ ગોવાળ જેમ બકરાનું બચ્ચું પોતાના ઉદરની ઉપર હોય છે, છતાં કુવામાં તેની શોધ કરે છે. તેમ મૂર્ખ મનુષ્ય પોતાને વિશે જ રહેલા આત્માને જાણતો નથી. પરંતુ તે શોધ માટે શાસ્ત્રોને વિશે ફાંફાં મારે છે.૮૦ શબ્દના જ્ઞાનથી કંઈ સંસારનો મોહ નાશ પામતો નથી. દીવાની વાટથી અંધારું કદી પણ મટતું નથી.૮૧ આંધળા પાસે જેમ આરસી ફોગટ છે, તેમ જ મૂર્ખની આગળ શાસ્ત્રનો અભ્યાસ પણ ફોગટ છે. પરંતુ બુદ્ધિમાનોને શાસ્ત્રના અભ્યાસથી તત્ત્વનું જ્ઞાન થાય છે.૮૨ આ શાસ્ત્ર હું ભણ્યો, આ શાસ્ત્ર ભણવા જેવું છે, આ રીતે મનુષ્ય સર્વ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા કરે છે. પરંતુ દેવતાનાં એક હજાર વર્ષનું આયુષ્ય હોય, તોપણ મનુષ્ય શાસ્ત્રના પારને પામતો નથી.૮૩ શાસ્ત્રો અનેક છે, આયુષ્ય ટુંકું છે, વિઘ્નો કરોડ છે, માટે હંસ જેમ પાણીમાંથી દૂધને ગ્રહણ કરે છે તેમ પુરુષે શાસ્ત્રમાંથી સાર વસ્તુને ગ્રહણ કરવી.૮૪ બુદ્ધિમાન્ પુરુષે વેદો અને શાસ્ત્રોનો અભ્યાસ કરીને તત્ત્વજ્ઞાન ગ્રહણ કરવું અને ધાન્ય મેળવવાની ઇચ્છા-

વાળો પુરુષ જેમ પરાળને તજી દે છે અને ધાન્ય ધાન્ય લઇ લે છે તેમ તત્ત્વ ગ્રહણ કરીને સર્વે શાસ્ત્રોનો ત્યાગ કરી દેવો.૮૫ હે ગરુડ! અમૃતના પાનથી તૃપ્ત થયેલાને જેમ આહારનું પ્રયોજન રહેતું નથી, તેમ તત્ત્વવેત્તા પુરુષને શાસ્ત્રનું પ્રયોજન રહેતું નથી.૮૬ હે વિનતાના પુત્ર! વેદોનું અધ્યયન કરવાથી તેમ શાસ્ત્રો ભણવાથી મુક્તિ જડતી નથી; પરંતુ જ્ઞાનથી જ મોક્ષ મળે છે. તે વિના મોક્ષ મળતો નથી.૮૭ આશ્રમધર્મ પાળવાથી મુક્તિ મળતી નથી, મૂર્તિઓના દર્શનથી મુક્તિ મળતી નથી, કર્મો કરવાથી મુક્તિ મળતી નથી, પરંતુ જ્ઞાન જ કલ્યાણનું–મુક્તિનું કારણ છે.૮૮ એક ગુરુની વાણી જ મુક્તિ આપનારી છે, બીજી સર્વે વિદ્યા વિડંબનરૂપ છે. કારણકે લાકડાઓના હજારો ભારામાં એક જ સંજી-વિની નામની ઔષધિ હોય છે.૮૯ અદ્વૈત એવા પરબ્રહ્મને કલ્યાણરૂપ કહ્યા છે અને તે ક્રિયાના પરિશ્રમથી મળતા નથી, પરંતુ ગુરુના મુખથી પ્રાપ્ત થાય છે; પરંતુ પોતાની મેળે ભણેલા કરોડો શાસ્ત્રોથી પણ પ્રાપ્ત થાય નહિ.૯૦ આગમન કહેતાં શાસ્ત્રના અધ્યયનથી તથા વિવેકાથી એટલે વસ્તુના જ્ઞાનથી પ્રકટ થયેલું એમ બે પ્રકારનું જ્ઞાન કહેલું છે. જે જ્ઞાન શાસ્ત્રથી થાય છે તેનું નામ શબ્દબ્રહ્મ છે અને આત્મા તથા અનાત્માના વિવેકથી જે જ્ઞાન થાય છે, તે જ્ઞાન પરબ્રહ્મરૂપ કહેવાય છે.૯૧ કેટલાએક અદ્વૈત બ્રહ્મને પ્રતિપાદન કરવા ઇચ્છા કરે છે ને કેટલાએક દ્વૈત (સાકાર) બ્રહ્મને પ્રતિપાદન કરવાની ઇચ્છા કરે છે. પરંતુ તેઓ દ્વૈત અને અદ્વૈત એમ બન્ને ભાવથી રહિત એવા બ્રહ્મના તત્ત્વને યથાર્થ રીતે જાણતા નથી.૯૨ આ મારું છે અને આ મારું નથી, આ બે પદમાંથી એક બંધનકારક છે અને બીજું બંધનમાંથી મુક્તિ આપનારું છે. આ મારું છે આમ કહેવાથી જીવ બે પદમાં અને આ મારું નથી એમ કહેવાથી મુક્તિને પામે છે.૯૩

જેથી બંધન થાય નહિ તેનું નામ કર્મ. જે મુક્તિ આપે તેનું નામ વિદ્યા. તે વિના બીજાં કર્મને પરિશ્રમ આપનારું જાણવું અને બીજી વિદ્યાને શિલ્પમાં નિપુણતારૂપ જાણવી.૯૪ મનુષ્ય જ્યાં સુધી ફળની ઇચ્છાથી કર્મ કરે છે ત્યાં સૂધી તેને સંસારની વાસના રહે છે અને જ્યાં સૂધી ઇંદ્રિયોની અચળતા રહે છે ત્યાં સૂધી તત્ત્વજ્ઞાનની પણ વાર્તા કર્યાથી હોય ?૯૫ જ્યાં સૂધી દેહાભિમાન રહે છે ત્યાં સૂધી મમતા રહે છે અને જ્યાં સૂધી ઉદ્યોગનો વેગ રહે છે ત્યાં સૂધી સંકલ્પની કલ્પના રહે છે.૯૬ જ્યાં સૂધી મન સ્થિર રહેતું નથી, જ્યાં સૂધી શાસ્ત્રનો વિચાર કરવામાં આવતો નથી અને જ્યાં સૂધી ગુરુની કરુણા થતી નથી તથા૯૭ મનુષ્ય જ્યાં સૂધી તત્ત્વને જાણતો નથી ત્યાં સૂધી તેને તપ, વ્રત, તીર્થ, જપ, હોમ, પૂજન તથા વેદ ને શાસ્ત્રોની કથા કરવી. પરંતુ તત્ત્વજ્ઞાન થયા પછી તેનું કંઇ પણ પ્રયોજન નથી.૯૮ માટે હે ગરુડ ! સર્વદા સર્વેય અવસ્થાઓને વિશે સર્વપ્રકારના પ્રયત્નથી જો પોતાનો મોક્ષ કરવાની ઇચ્છા હોય તો બ્રહ્મ ઉપર નિષ્ઠા રાખવી.૯૯ ધર્મ તથા જ્ઞાન જેમાં મુખ્ય છે, સ્વર્ગ અને મોક્ષ જેનાં ફળ છે, એવા મોક્ષરૂપી વૃક્ષની છાયાનો ત્રણ તાપથી તપ્ત થયેલા પુરુષે આશ્રય કરવો.૧૦૦ તે માટે જ્ઞાને કરીને શ્રી ગુરુના મુખથી આત્માના તત્ત્વને જાણવું. આત્માના તત્ત્વજ્ઞાનથી મનુષ્ય સંસારના ભયંકર બંધનમાંથી સુખે કરીને મુક્ત થાય છે.૧૦૧ હવે હું તને તત્ત્વવેત્તા પુરુષનું છેવટનું કર્તવ્ય કહું છું, તે તું સાંભળ. જે સાંભળવાથી જેનું બ્રહ્મનિર્વાણ છે, એવા મોક્ષને પામે છે.૧૦૨ મરણનો સમય પાસે આવે એટલે તત્ત્વવેત્તા પુરુષ નિર્ભય થઇને અસંગરૂપી શસ્ત્રથી દેહની ઇચ્છાનો નાશ કરવો અને દેહની પાછળ રહેલાં સ્ત્રી પુત્રાદિકના ઉપરથી પણ ઇચ્છા ઉઠાડી દેવી.૧૦૩ તે પછી ધીર પુરુષે ઘરમાંથી ચાલી નિકળવું અને પવિત્ર તીર્થના પાણીમાં સ્નાન કરવું

તથા એકાંત સ્થાનમાં વિધિપૂર્વક પવિત્ર આસન ગોઠવીને તેના ઉપર બેસવું.[૧૦૪] અને મનમાં અકાર, ઉકાર અને મકાર એમ ત્રણ વર્ણ સ્વરૂપ ઉત્તમ, શુદ્ધ અને અક્ષર એવા પરબ્રહ્મનું રટણ કરવું. પ્રાણને જિતી લઇને મનને નિયમમાં રાખવું અને બ્રહ્મ બીજને વિસરી જવું નહિ. અર્થાત્ તેનું સ્મરણ કર્યા કરવું.[૧૦૫] બુદ્ધને સારથિ કરવો અને મનવડે ઇંદ્રિયોને સર્વ વિષયોમાં જતી અટકાવવી અને કર્મોવડે આક્ષેપને પામેલાં મનને બુદ્ધિથી ભગવાનના સ્વરૂપમાં સ્થિર કરવું.[૧૦૬] હું જ પરબ્રહ્મરૂપ છું, પરમ ધામરૂપ છું અને બ્રહ્મ છું. તેજ મારું રૂપ છે અને પરમપદરૂપ છે. આવી દૃષ્ટિ કરીને સર્વ પ્રકારની ઉપાધિથી રહિત એવા પરબ્રહ્મને વિશે મનને સ્થિર કરવું.[૧૦૭] જે પુરુષ મરણસમયે ૐ એવા એક બ્રહ્માક્ષરનું ઉચ્ચારણ કરતાં અને મારું સ્મરણ કરતાં દેહનો ત્યાગ કરે છે, તે પરમગતિને પામે છે.[૧૦૮] જ્ઞાન તથા વૈરાગ્યથી રહિત દાંભિક પુરુષો જ્યાં જતા નથી પરંતુ ઉત્તમ જ્ઞાની પુરુષો જ્યાં જાય છે તે ઉત્તમ જ્ઞાનીઓ હું તને કહું છું તે તું સાંભળ.[૧૦૯] જેને માન તથા મોહ નથી, જેણે પોતાના સ્ત્રીપુત્રાદિક ઉપરથી આસક્તિ ઉઠાડી દીધી છે, જેઓને આત્મજ્ઞાન ઉપર નિષ્ઠા થઇ છે, જેની ઇચ્છા નિવૃત્ત થયેલી છે, જેઓ સુખ તથા દુઃખથી મુક્ત થયા છે, એવા પંડિતો અવિનાશી પદને પામે છે.[૧૧૦] સત્યરૂપી પાણીથી ભરેલા, રાગદ્વેષરૂપી મેલનો નાશ કરનારા અને જ્ઞાનરૂપી જેમાં ધરો છે એવા માનસ તીર્થમાં જે પુરુષ સ્નાન કરે છે તે પુરુષ મોક્ષને પામે છે.[૧૧૧] જે પુરુષ પ્રૌઢ વૈરાગ્યને પ્રાપ્ત કરીને કેવળ એક મને જ ભજે છે અને જેની દૃષ્ટિ પૂર્ણ અને મન પ્રસન્ન હોય છે તે મોક્ષને પામે છે.[૧૧૨] મરણ સમયે જે પુરુષ ઘરનો ત્યાગ કરી દઇને તીર્થનું સેવન કરે છે અને મુક્તિ ક્ષેત્રરૂપ કાશી ક્ષેત્ર વગેરેમાં મરણ પામે છે તે મોક્ષ પામે છે.[૧૧૩] અયોધ્યા,

મથુરા, માયા, કાશી, કાંચી, અવંતિકા ને દ્વારકા આ સાત પુરી મોક્ષને આપનારી છે.૧૧૪ હે ગરુડ! જ્ઞાન તથા વૈરાગ્યની સાથે સનાતન એવો મોક્ષનો ધર્મ તમને કહ્યો. જે સાંભળીને મનુષ્ય મોક્ષ પામે છે.૧૧૫ તત્ત્વવેત્તા પુરુષો મોક્ષને પામે છે, ધામિક મનુષ્યો સ્વર્ગમાં જાય છે, પાપીઓ દુર્ગતિને પામે છે અને પક્ષી વગેરે સંસારમાં જન્મ મરણને પામે છે.૧૧૬ આ પ્રમાણે તને મેં સર્વ શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરીને સોળ અધ્યાયોમાં શાસ્ત્રનું રહસ્ય સંભળાવ્યું. હવે તારે શું સાંભળવાની ઇચ્છા છે.૧૧૭

સૂત કહે છે;–હે રાજા! ગરુડ ભગવાનનાં મુખારવિંદથી વચન સાંભળી, હાથ જોડી, વારંવાર નમસ્કાર કરીને કહેવા લાગ્યા;–૧૧૮ હે ભગવન્! હે દેવ! હે પ્રભો! હે દેવોના નાથ! આપે મને વચનરૂપી અમૃતનું પાન કરાવીને સંસારસમુદ્રમાંથી મારો ઉદ્ધાર કર્યો છે.૧૧૯ હવે મારો સંદેહ દૂર થયો છે, અને હું ખરેખર રીતે કૃતાર્થ થયો છું. આ રીતે કહી મૌન થઇને ગરુડ ધ્યાનમાં પરાયણ થયા.૧૨૦ જે સ્મરણ કરવાથી દુષ્ટ ગતિનું હરણ કરે છે, પૂજનથી તથા યજ્ઞથી સદ્‌ગતિને આપે છે અને જે પોતાની પરમભક્તિ કરવાથી મુક્તિ આપે છે, તે શ્રીહરિ મારું રક્ષણ કરો.૧૨૧

**ઇતિશ્રી ગરુડ પુરાણમાં ભગવાન ને ગરુડના સંવાદમાં 'મોક્ષ ધર્મનું નિરૂપણ' એ નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત.**

